# મોત ઊપર વાએજ.



કર્તા:

ડૉ૦ જીવનજી જમશેદજી મોદી, બી. એ.



## ત્રીજી આવૃતિ



સને ઇ૦ ૧૯૨૯.

# મોત ઊપર વાએજ.

કર્તા :

ડૉ૦ જીવનજી જમશેદજી મોદી, બી. એ.

ત્રીજી આવૃતિ.

ધી જ. ન. પીટીટ પારસી ઑરફ્નેજ કૅપટન પ્રિંટીંગ વર્કસ.
લાલબાગ, પરેલ.

સને ઇ૦ ૧૯૨૯.

## કર્તાનાં બીજાં પુસ્તકો.

# BY THE SAME AUTHOR.

## IN ENGLISH.

The Parsees at the Court of Akbar and Dastur Meherji Rana.

Aiyadgar i-Zariran, Shatroiha-i-Airan, va Afdya va Sahigiya-Seistan, *i.e.*, The Memoir of Zarir, Cities of Iran, and the Wonders and Marvels of Seistan. (Pahlavi Translations. Part I. Texts in Gujarati character, with English and Gujarati translations and notes.)

Jamaspi (Pahlavi Translations, Part III. Pahlavi, Pazend and Persian texts with translations).

The Persian Farziat nameh and Kholaseh-i Din of Dastur Darab Pahlan, Text and English version with Notes.

Asiatic Papers, Parts I, II, and III.

Anthropological Papers, Parts I, II and III. (Patu IV in the Press).

Masonic Papers.

Dante Papers.

Memorial Papers.

The Parsees at the Court of Akbar and Dastur Meherji Rana.

Anquetil Du Perron and Dastur Darab.

Moral Extracts from Zoroastrian Books.

A Few Events in the Early History of the Parsees and their Dates.

A Glimpse into the Work of the Bombay Branch Royal Asiatic Society during the last 100 years, from a Parsee point of view.

Dastur Bahman Kaikobad and the Kisseh-i-Sanjan.

Education among the Ancient Iranians.

Religious Ceremonies and Customs of the Parsees.

The Religious Systen of the Parsees.

A Catechism of the Zoroastrian Religion,

The Naojote Ceremony of the Parsees.

The Marriage Ceremony of the Parsees.

Marriage Customs among the Parsees, their comparison with similar customs of other Nations.

Cama Oriental Institute Papers.

Les Impressions d'un Parsi sur la Ville de Paris.

La Visite d'un Parsi a la Vile de Constantinople.

La Ceremonie du Naojote parmi les Parsis.

## GUJERATI.

વાયુચક્ર શાસ્ત્ર (Meteorology).

જમશેદ, હોમ અને આતશ (Jamshed, Hom and Fire).

આવસ્તા જમાનાની ઘર સંસારી જીંદગી, ભુગોળ અને એકરારનામું (The Social Life, Geography and Articles of Faith of Avesta times).

અનાહીત અને ફરોહર (Anahita and Farohar.)

ભવિષ્યની જીંદગી અથવા આત્માનું અમરપણું (Immortality of the Soul).

મેહેર અને જશને મહેરંગાન (Mithra and the Feast of Mithras).

અવસ્તાના વિશેષ નામોની ફરહંગ (A Dictionary of Avestic Proper Names).

ઇરાની વિષયો, ભાગ પેહેલો (Iranian Essays, Part I).

ઇરાની વિષયો, ભાગ બીજો (Iranian Essays, Part II).

ઇરાની વિષયો, ભાગ ત્રીજો (Iranian Essays, Part III).

મોત ઉપર વાએજ (A Sermon on Death).

શાહનામું મીનોચેહરના રાજ્ય સુધી (Shah-nameh up to the reign of Minocheher).

શાહનામું અને ફીરદોસી (Shah-nameh and Firdousi).

જ્ઞાનપ્રસારક વિષયો, ભાગ પેહેલો (Lectures before the Dnyan Prasarak Society, Part I).

જ્ઞાનપ્રસારક વિષયો, ભાગ બીજો (Lectures before the Dnyan Prasarak Society, Part II).

જ્ઞાનપ્રસારક વિષયો, ભાગ ત્રીજો (Lectures before the Dnyan Prasarak Society, Part III).

જ્ઞાનપ્રસારક વિષયો, ભાગ ચોથો (Lectures before the Dnyan Prasarak Society, Part IV).

જરથોસ્તી ધર્મ સંબંધી પ્રશ્નોત્તર (Zoroastrian Catechism).

જરથોસ્તી ધર્મની તવારીખ (History of the Zoroastrian Religion).

જરથોસ્તી ધર્મનાં કામો અને ક્રિયાઓ (Zoroastrian Rites and Ceremonies).

પુરાતન ઇરાનનો ઇતિહાસ, ભાગ પેહેલો (Ancient History of Iran, Part I).

ઇરાનનું પેશદાદીઆન વંશ (Peshdadian Dynasty of Iran).

## GUJERATI—(*contd.*)

ઇરાનનું કેયાનીઅન વંશ (Kyanian Dynasty of Iran).

જરથોશ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો, ભાગ પેહેલો (Lectures and Sermons on Zoroastrian Subjects, part I).

જરથોશ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો, ભાગ બીજો (Lectures and Sermons on Zoroarstrian Subjects, Part II).

જરથોશ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો, ભાગ ત્રીજો (Lectures and Sermons on Zoroastrian Subjects, Part III).

જરથોશ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો, ભાગ ચોથો (Lectures and Sermons on Zoroastrian Subjects, Part IV).

જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો, ભાગ પાંચમો (Lectures and Sermons on Zoroastrian Subjects, Part V).

જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો, ભાગ છઠો (Lectures and Sermons on Zoroastrian Subjects, Part VI).

બુનદેહેશ (Bundehesh, Transliteration and Translation with Notes in Gujarati, Pahlavi Translations, Part II).

કદીમ ઇરાનીઓ, હીરોડોટસ અને સ્ટ્રેબો મુજબ, અવસ્તા અને બીજા પારસી પુસ્તકોની સરખામણી સાથે (The Ancient Iranians, according to Herodotus and Strabo, compared with the Avesta and other Parsee Books).

શાહનામાનાં દાસ્તાનો, ભાગ પેહેલો (Episodes from the Shah-nameh, Part I).

શાહનામાનાં દાસ્તાનો, ભાગ બીજો (Episodes from the Shah-nameh, Part II).

શાહનામાની સુંદરીઓ (Heroines of the Shah-nameh).

મુકતાદના દિવસો કેટલા છે? તે બાબેની પેહેલવી, પાજંદ, ફારસી વિગેરે પુસ્તકોને આધારે તપાસ (An Inquiry from Pahlavi, Pazend, Persian and other works on the subjects of the Number of Days of the Farvardegon).

મુંબઇના પારસી ધરમ-ખાતાંઓ (Bombay Parsee Charities).

---

## WORKS EDITED BY THE SAME AUTHOR.

---

K. R. Cama Memorial Volume.

The Pahlavi Madigan-i-Hazar Dadistan.

K. R. Cama Masonic Jubilee Volume.

Spiegel Memorial Volume.

Sir J. J. Madressa Jubilee Volume.

# દિબાચો.



આ વિષય ઉપર રોજ ૨૭ મો આસમાન માહ ૧૨ મો અસપંદાદ સને ૧૨૬૪ તા. ૭ મી સપ્ટેમબર ૧૮૯૩ ને દીને એક જાહેર વાએજ ધી ફરાંમજી કાવસજી ઇનસ્ટીટ્યુટનાં મકાંનમાં મરહુમ ફરાંમજી દીનશાહજી પીટીટ જેવા એક એકમાર્ગી પણ કોમી અને શહેરી હીત ધરાવનાર પુરૂષ, જેવણ રોજ ૨૭ મા. ૧૧, ૧૨૬૪ ને દીને હક થયા હતા, તેવણના માસીસાને અવસરે આપી હતી. તેવણની જીંદગી ભવિષની સર્વ સારી આશા આપનારી જીંદગી હતી. તેવણ એક ભલા પિતા અને કુંટુબને અને તે સાથે હમ કોમીઓને અને હમ શહેરીઓને વીલાપ કરતા મેલી ગયા હતા. તેવણના અકાળ મરણે બીજા ઘણાકો સાથે મને મોત બાબે વિચાર કરતો મેલ્યો હતો. તે વિચારોનું અને તે વિચારોએ સુચવેલા અભ્યાસનું આ વિષય એક ગરીબ પરિણામ છે. આ વિષયની બીજી આવૃતિ ઘણાક વર્ષો પર બઝમે જશને રૂજે અહુરમઝદ મંડળી તરફથી શેઠ દીનશાહ મેહેરવાંન ઇરાંનીએ મારી પરવાંનગીથી પ્રગટ કરી તેની આશરે ૧,૦૦૦ ) નકલો મુફત વહેંચી હતી. જે ઉદ્યોગી, ઉપ્યોગી, સાદા, અસરાફ પુરૂષના શોક જનક મરણે મને આ વિષય સુચવ્યો હતો, તેવણનાં ભલાં રૂહને સર્વ ખુશનુદી ઇચ્છી આ ત્રીજી આવૃતિ હું પ્રગટ કરૂં છું.

કોલાબા, રોજ ૬ થો માહ ૧૨ મો શહેનશાહી, સને ૧૨૯૮ તા. ૯ મી ઓગસ્ટ ૧૯૨૯.

**જીવનજી જમશેદજી મોદી.**



# મોત.

---:o:---

"કધ નો ઇધ આષાઊમ અગનો ઇથ્યેજંડંહત
હચ અંડહઓત અઇથ્યેજડંહેમ્ અહૂમ્ આ"

વંદીદાદ પરગર્દ ૧૯, ફ. ૩૧.

અર્થ—(માણુસના મરણ પછી ત્રીજી બામદાદે તેનું રવાન પેલી દુનિયામાં જાય છે ત્યારે બહમન અમશાશપંદ તેને નીચલા શબ્દો કહે છે). "ઓ અશો! નાશવંતી દુનિયા તરફથી અંહિ વગર નાશની દુનિયા તરફ અમારી આગલ કયાં આવ્યું?"

રસેમ ઓ ગેથી, પદીરેમ અનાઇ ખરેસન્દેડેમ પ મર્ગી (અઓગમદએચા ફ. ૨.)[1]

અર્થ—હું દુનીયામાં આવું છું તો (આ દુનીયાની) હલાકી કબુલ કરંછું. મોતને શરન થવાને ખુશી છું.

યજ્ઞાત હચ નએચીશ બુનજ્યાત અઓશનુ હતાંમ મષ્યાનામ (અઓગમદએચા ફ. ૫૮)

અર્થ—તેનાથી કોઇપણ મોત લાયક માણુસ બચવાનુ નથી.[2]

## I

## મોતનો વિચાર.

મોત એટલે શું?

મોત એ માણુસ જાતના આત્મા અથવા રવાનની હાલતના ફેરફારનો એક તબકકો છે. મોત તદન નીસ્તી ઉત્પન્ન કરતું નથી પણુ એક જાતનો ફેરફાર ઉત્પન્ન કરે છે. મોતથી રવાન યા આત્મા સમુળો નાશ પામતો નથી પણુ બીજી હાલત અખત્યાર કરે છે. આત્મા અમર છે,[3] માટે મોતથી તેનો છેડો આવતો નથી, પણુ તે કોઇ બીજી જગ્યાએ, કોઇ બીજી હાલતમાં પસાર થાય છે. લોંગફેલો કહે છે તેમ "સંપૂર્ણ મરણુ અથવા હૈયાતીના સમુળા છેડા જેવું કાંઇ નથી. આપણુને જે મોત દેખાય છે તે એક જાતનો ફેરફાર છે. જેમ એક મોટાં શેહરની બાહેર નાનાં પરાંઓ આવ્યાં હોય તેમ આપણી હમેશની જીંદગી સાથ સરખાવતાં આ દુનિયાની પળવારની જીંદગી એક નાનાં પરાં મીસાલ છે અને મોત છે તે હંમેશની જીંદગીમાં દાખલ થવાનો જાણે એક દરવાજો છે." જેમ શિઆળામાં ઝાડો દેખાઇતી રીતે તદન સુકાઇ

---

(૧) એર્વદ એદલજી કે. આંતીઆની પાજંદ તેક્ષમાં "પાજંદ અઓગમદચા," પા. ૩૪૮, લીટી ૨. સર જમશેદજી ત્રાનસલેશન ફંદના આશરા હેઠલ પ્રગટ થયલી "અઓગેમદએચા" (સને ૧૮૯૧) ફ. ૩. પ્રો. દાર્મેસ્ટેટેની Le Zend Avesta, Vol. III, p. 154.

(૨) દાર્મેસ્ટેટે, ઉપલું પુસ્તક, p. 161.

(૩) "ભવિષ્યની જીંદગી" માટે જુઓ મારૂં પુસ્તક, "ભવિષ્યની જીંદગી અથવા આત્માનું અમરપણું."

જાય છે પણ ખરૂં જોતાં તદન મરી જતાં નથી, તેમ મોતથી આપણી આ જેહાનની હૈયાતી થોડો વખત જાણે સુકાઇ જાય છે, પણ તદન નાશ પામતી નથી. જેમ ઉનાળો આવતાં પેલું ઝાડ પાછા રોપા કાહાડે છે તેમ આપણી હૈયાતી, મોતે ઉપજાવેલા ફેરફાર પછી, ખરેખર પાછી ચાલુ અને ચાલુજ રહે છે.

જીંદગીની લાંબી સફરમાં આ જેહાનની જીંદગી ફકત એક મંજળ, એક તબકકો છે.

આ જેહાનની જીંદગી એક મંજલ. વાર્તા.

પેલા દરવીશ અને પાદશાહની વાત આ બાબતનો આપણને પુરતો ખ્યાલ આપે છે. કહે છે કે એક ફકીરે એક દહાડો બલખના એક પાદશાહના મેહલમાં, ભુલમાં તેને મુસાફરખાનું સમજી, પડાવ નાખ્યો. પાદશાહનો એક દરબાન આવી લાગ્યો અને ફકીરને ત્યાં ઉતરવાનું કારણ પુછ્યું. ફકીરે કહયું કે આ મુસાફરખાનામાં એક રાત હું રહેવા માગું છું. આ વાતચીત ચાલતી હતી તેટલામાં પાદશાહ ત્યાં આવી લાગ્યો અને ફકીરના જવાબથી હસીને કેહેવા લાગ્યો કે "એક મેહેલને અને એક મુસાફરખાનાને તું ઓળખી શકતો નથી?" ફકીરે કહયું મને બે ત્રણ સવાલો પુછવા દો. "આ મકાન કોણે બાંધ્યું હતું?" પાદશાહે કહયું "મારા એક વડવાએ." ફકીરે પુછ્યું "થોડાં વર્ષ ઉપર તેમાં કોણ રહેતું હતું?" પાદશાહે જવાબ દીધો "મારો બપાવો." ફકીરે પુછ્યું "ત્યાર પછી કોણ રહેતું?" પાદશાહે કહયુ "મારો બાપ." ફકીરે પુછ્યુ "હાલમાં કોણ રહે છે?" પાદશાહે જવાબ દીધો કે "હું પોતે રહું છું." "તમારી પછી કોણ રહેશે" "મારો શાહાજાદો." ત્યારે ફકીરે કહયું કે "તું જો, કે જેમ એક મુસાફરખાનામાં કોઇ શખસ જાથુક રેહતો નથી પણ એક આવે છે અને બીજો જાય છે, તેમ તારા આ મકાનમાં પણ જુદા જુદા તારા વડવાઓ રહ્યા હતા અને તેઓ મોતને શરણ થઇ ચાલી ગયા અને તું પણ જવાનો. ત્યારે આ મેહેલ પણ એક જાતનું મુસાફરખાનુંજ છે." એ વાર્તા ખ્યાલ આપે છે કે આ જેહાન પણ જાણે એક મુસાફરખાનુંજ છે. આપણી હૈયાતીની લાંબી સફરમાં આ જેહાનના જમાનાની હૈયાતી એક મંજળ સમાન છે.

અસલી યુનાનીઓ આપણી જીંદગીને વાજબી રીતે એક પતંગીઆં સાથ સરખાવતા હતા.

જીંદગી એક પતંગ્યું.

જેમ જમીન ઉપર ચાલતો એક ચોકસ જાતનો કીડો, થોડાક વખત પછી મરણ પામી સુકાં ખોખાં માફક પડી રહેછે અને તે પછી તે ખોખાંની હાલત છોડી એક સુંદર પતંગિયું બની ઉડી જાય છે, તેમ આપણી હાલત છે. આપણી આ દુનિયાની જીંદગી પેલા કીડા સમાન છે. મરણ બાદ મુરદાં તરીકેનું આપણું કાળબુદ પેલા કીડાના ખોખાંની માફક છે. જેમ તે ખોખાંમાંથી સુંદર પતંગ્યું બની હવામાં ઉડી જાય છે તેમ મરણ બાદ આપણા કાળબુદમાંથી આત્મા છુટો પડી હવામાં ઉડી જાય છે. કુદરતી વિધાનો જાણીતો શાસ્ત્રી સર હમફ્રી ડેવી આ સરખામણી યાદ કરી કહે છે કે "કીડા અને પતંગિયાના આવા ફેરફાર કરતાં માણસ જાતના આત્માના મરણ બાદ ફેરફાર વધારે સંભવીત છે." ગુજરાતના પેલા જાણીતા કવી દલપતરામે એ સરખામણીને નીચલી સતરથી શરૂ થતી સુંદર કવિતામાં યાદ કરી છે.

"આ તન રંગ પતંગ સરીખો જાતાં વાર ન લાગેજી."

હવે જ્યારે આ દુનિયાની આપણી પળવારની જીંદગી કોઇ લાંબી મુસાફરીની ફકત એક મંજલ સમાન છે, અને જ્યારે કોઇ દિવસે દરેક માણુસને અહીંથી પોતાનો પડાવ ઉઠાવવાનો છે, ત્યારે આપણુ સર્વેને ઘટે છે કે તે સફર માટે આપણે પોતે તૈયાર રહેવું, અને જ્યારે કોઇ અતલગના ખેશી યા મીત્રની તે લાંબી સફરે જવાની વારી આવે ત્યારે શાંતપણે, ગંભીરાઇથી અને સુખુરીથી તેનો વિચાર કરવો.

પેહેલાં તો દરેક માણુસે તે લાંબી સફરનો વિચાર કરી તે સફરનો વખત લાવનાર મોતનો વિચાર કરતાં રેહેવું જોઇએ. એક લખનાર કહે છે તેમ જ્યારે કોઇ માણુસ આ દુનિયામાંજ કોઇ લાંબી સફરે જવાનો હોય છે ત્યારે તે તેની કેટલી બધી તૈયારીઓ કરતો રહે છે! તે આગમજથી પોતાના ખાણા પીણાની, પોતાના વસ્ત્રની, બીછાના વીગેરેની કેટલી વાર લાંબા દીવસોથી ગોઠવણ કરે છે. ત્યારે મોત પછીની પેલી દુનિયાની અતી ઘણી લાંબી મુસાફરી માટે તો માણુસે એથી પણ વધુ લાંબા વખતની તૈયારી કરવી જોઇએ. એ તૈયારી શારીરીક ચીજોની નથી પણ આત્મીક ગુણોની છે; તે નીતીવંત સદગુણો, ખુબીઓ અને નેકીઓ અખત્યાર કરવાની છે, માટે મોતનો વિચાર કરતાં રહેવું એ અગત્યનું છે.

*મોજ તરફ ખલતો માણુસનો ખવાસ. એક વાર્તા.*

માણુસ જાતનો ખવાસ મોજમજાહ પર ઢળે છે અને જરાકમાં જરાક મોજથી લલચાઇ ગંભીર બાબતો યા જોખમે ભુલી જાય છે. માણુસનો ખવાસ સંકટો વીસરી જઇ મોજ ઉપર જલદીથી ઢળે છે તેનો બારલાંમ અને જોસેફતની યુનીકોર્ન નામના પ્રાણીની વાત જે મેક્ષમુલર આપે છે તે ઉપરથી આપણુને ખ્યાલ આવે છે. એક માણુસ પાછળ યુનીકોર્ન નામનું એક ગેંડા જેવું ફાડી ખાનારૂં પ્રાણી લાગ્યું. તે માણુસ તેનાથી નાસવા લાગ્યો અને તેમ કરતાં એક ખાડામાં પડયો. પડતાં તેના હાથમાં ખાડાની કીનારીએ ઉગેલું એક નાનું ઝાડ આવી ગયું જે પકડીને તે ટીંગાઇ રહયો. ઝાડ પકડીને તેણે નીચે પગ ઠેરવી જાણ્યું કે તે બચ્યો પણ ઉપર નજર કરે છે તો, એક કાળો અને એક સફેદ, એવા બે ઉંદરો તે ઝાડના મુળ ખાઇ જાય છે કે જેથી ઝાડ તુટી જઇ ખાડામાં પડી જવાની ધાસ્તીમા તે આવી પડયો. નીચે ખાડામાં નજર કરે છે તો એક જબ્બાંનગાર અઝદહા મોહ ઉઘાડી ઉભો છે. જમીન ઉપર જ્યાં તેણે પગ ટેકવ્યા હતા ત્યાં ચાર સાંપો તેની ગમ ડોળા ઘુરકતા હતા. તેવામાં ઉપર નજર કરતાં તેણે જોયું કે પેલા ઝાડમાંથી મીઠાં મધના ટીપાં ટપકતાં હતાં. તરતજ પેલો માણુસ જાનવર, અઝદહા, સાંપો, ઉંદર એ સઘળાં તરફની ધાસ્તી વીસરી ગયો અને પેલાં મધનાં ટીપાં મોંહોડામાં ઝીળવા મંડી ગયો. આ વાર્તા શું દેખાડે છે? પેલું પુઠે લાગતું જાનવર તે મોત છે. પેલો ખાડો તે આ દુનિયા છે. પેલું ઝાડ જેને તે વળગી રહયો તે જીંદગીની દોરી છે. કાળો અને સફેદ ઉંદર જે ઝાડને કરડે છે તે રાત અને દાહડો જે જીંદગીને ટુંકી કરતાં પસાર થાય છે તે છે. ચાર સાંપો તે માણુસ જાતના શરીરના ચાર અનાસરો છે. નીચલો અઝદહા તે દોજખનો ગાર છે. એ વાત ત્યારે દેખાડે છે કે જો કે માણુસની પાછળ મોત લાગેલું છે અને રાત દહાડો તેની જીંદગી ટુંકી થતી જાય છે અને આ દુનિયાઇ અનાસરો

તેનું ધ્યાન રોકી જો તે ભલી જીંદગી નહી ગુજારે તો દોજખની ધાસ્તી આપે છે. તોપણ આ સર્વ ધાસ્તી આપનારી વાતો ભુલી જઇ જરાક પણ મોજમજાહ મળી તો માણસ તે તરફ ખેંચાઇ જાય છે. પોતાની ફરજ નહી બજાવશે તો તેથી શું જોખમો તેની સામે ભવિષ્યમાં ડોળા ધુરકે છે તે તે વીસરી જાય છે. પણ આપણે મોજશોખોના મીઠાં ખેંચાણો છતાં ઇશ્વરના અને નીતિમાન જીંદગીનાં ગંભીર વીચારોને મનમાં રાખવા જોઇએ.

ગઓતમની વાર્તા.

પોતાના પાદશાહી મેહેલના ચાર દરવાજાઓની બાહર કરેલી ચાર સફરોની ગઓતમની બોધજનક વાર્તા જે આપણુને જોન્સનનાં રેસેલસની યાદ આપે છે. તે આપણુને એવા ગંભીર વિચારો સુચવે છે. એ શાહજાદાને આ ત્રણ પાંચ દહાડાની તકલીદી દુનિયાનાં દુઃખોનો કાંઇ પણ ખ્યાલ નહીં આવે, અને ફકત તે સુખ અને મોજમાંજ ઉછરે, એવા વિચારથી તેના બાદશાહી બાપે તેને એક એકાંત સુંદર મેહેલમાં બચગીથી રાખ્યો હતો. એક દીને પુર્વ ભણીના દરવાજે બાહેર નિકળતાં એક જઇફ મરદને તેણે પેહેલ વેહેલો જોયો. પોતાની રથ હાંકનારને તેને માટે ખુલાસો પુછતાં તેણે બુઢાપાનાં સંકટો વરણવ્યાં. તે ઉપરથી શાહજાદાએ મનમાં ધડો લીધો કે માણસોએ પોતાની જવાનીનાં જોબનનાં છકટપણામાં ચકચુર થવું નહીં જોઇએ. બીજે દરવાજે જતાં તેણે એક બીમાર ફીકા ફચક પડી ગયલા શખ્સને જોયો. તે ઉપરથી તેને બીમારીનો ખ્યાલ આવ્યો. ત્રીજે દરવાજે જતાં તેણે એક મુડું જોયું જે ઉપરથી વિચાર કરતાં તેને મોતનો ખ્યાલ આવ્યો. ચોથે દરવાજે જતાં તેણે એક ભીક્ષુકને જોયો જેણે આ દુનિયાની માયા તજી વેરાગ લીધો હતો. એ દેખાવોએ તે શાહજાદાનાં મનને ગંભીર વીચારમાં રમતું મલ્યું. આપણી આજુબાજુ બનતા આવા બનાવોએ આપણુને ચેતેલા રાખવા જોઇએ અને મરણ પછીની આત્માની હાલતના ગંભીર વિચારમાં રાખવા જોઇએ.

જીંદગી એક શાહજોગી ચીઠી સમાન.

આપણે ભલાં કામો જો કરવાં હોય તો તે બનતી પેહેલી જોગવાઇએ કરી મોત માટે તૈયાર રહેવું જોઇએ. એક વીદ્વાન કહે છે તેમ, આપણી જીંદગી એક શાહુકારને જયારે માગે ત્યારે ચુકાવી આપવા માટે લખી આપેલી શાહજોગી ચીઠી સમાન છે. જયારે ચાહે ત્યારે મોત આપણી જીંદગી તલબ કરી કરજ અદા કરવા માંગે.

કાઇક ફીલસુફોના કેહણ. પાદરી બર્નિયોના શબ્દો.

(ક) એક ફીલસુફ કહે છે કે "એક ખરેખરો ગુલામ તે કોણ? તે કે જે મોતનો કદી પણ વિચાર કરતો નથી." એક માણસ જે આ દુનિયાની શારીરીક મોજ મજાહનોજ ખ્યાલ કરે અને તેનાજ વિચારમાં ઘેરાઇ રહે અને મોત માટેનો ખ્યાલ કરી નીતિમાન સદ્‌ગુણોનો વિચાર ન કરે તે એક જાતનો ગુલામ ગણાય. (ખ) બેકન કહે છે તેમ આપણી તકસીરોની સજા માટે અને બીજી દુનિયામાં જવાનાં માર્ગ તરીકે, મોતનો વિચાર કરવો એ ધર્મી અને ભલું કામ છે. (ગ) એવાજ વીચારથી એડીસન કહે છે કે એક કબરસ્તાનની મુલાકાત અને શાહેરમાં

(૧) આ વાર્તા પુર્વથી પશ્ચીમ તરફ પેહેલવી મારફતે ગઇ છે. જુઓ મારૂં પુસ્તક Anthropological Papers, Part II, pp. 241-43.

નીપજતાં મરણોની દરરોજ ટીપ તેને ઘણો ધડો આપતી, કારણ તેઓ તેને મોતનો વીચાર સુચવનારાં સાધન થઇ પડતાં. (ધ) આપણે જાણતા નથી કે, મોત કયારે આવી ઉભું રહેશે માટે તે માટે હંમેશાં તૈયાર રહેવું જોઇએ તે માટેનો ખ્યાલ આપણને નેપલ્સના એક વડા ધર્મ ગુરૂ નામે ડા૦ બનિંયોની વાત ઉપરથી સારી રીતે મલે છે. કહે છે કે એ વડો ધર્મ ગુરૂ એક દીવસ પોતાના બે કાર્ડીનલો સાથે પાના રમવા બેઠો હતો. રમતાં રમતાં એકને ખ્યાલ આવ્યો કે "આપણે અહીં નીરાંતથી રમવા બેઠા છઇએ પણ એવામાં મોત આવીને ઉભું રહે કે અર્ધા કલાકમાં તમોને ઉપાડી લઇ જવશ તો આપણે શું કર્યે ?" એક કાર્ડીનલે કહયું કે "હું તો લાગલો દેવળમાં દોડી જાઉં અને ત્યાં બંદગી કરવા પડી ખોદા પાસે મારા ગુનાહો યા તકસીરોની માફી ચાહવા પડું." બીજા કાર્ડીનલે કહ્યું કે "દેવળ ભણી જતાં અર્ધા કલાકમાંથી કેટલોક વખત નીકળી જાય માટે હું તો અહીંજ ઘુંટણીએ પડી મારા ગુનાહોની માફી ચાહું." વડા ધર્મ ગુરૂ ડા૦ બનિંયોએ થંડે પેટે કહ્યું "હું તો અહીંજ બેસી રહી પાનાં રમ્યા કરૂં." વડા ધર્મ ગુરૂના બોલવાથી, વધારે સારા શબ્દોની આશા રાખી કોઇ અજબ થાય. પણ તેના એ શબ્દોની મતલબ એ હતી કે પેલી કહેવત કે, "આગ લાગે ત્યારે કુવો ખોદવા જાએ," તે પ્રમાણે જ્યારે મોત આવીને ઉભું રહે ત્યારેજ દોડાદોડી કરી તે માટે તૈયારી કરવા અને તકસીરો માટે પસ્તાવો કરવા જવા કરતાં માણસ જાતે હંમેશા તૈયાર રહેવું જોઇએ, હંમેશાં ખોદાને યાદ કરતાં રહેવું જોઇએ અને થયલા ગુનાહો માટે તુરત પસ્તાવો કરતાં રહેવું જોઇએ. તેની કેહેવાની મતલબ એ હતી કે "હું તો મોત જ્યારે પણ આવે ત્યારે મરવાને તૈયાર છું. હું હંમેશાં ખુદાને યાદ કરતો અને મારા ગુનાહોની માફી ચાહતો રહયો છું, માટે મોત માટે તૈયાર છું." મોત આવીને ઉભું રહે છે ત્યારે આપણને એક ઘડીનો પણ વીલંબ આપતું નથી.

(ડ૦) આનીકા નામે એક કીર્તીવાન અને બહાદુર રશીઅન લડવૈયો હતો. તે મેદાન પડયો કે કોઇપણ હમનબર્દ સાથે લડે. એક હાડકાં નીકળી આવેલી બુઢ્ઢી ડોસીનાં રૂપમાં મોત સામું આવી ઉભું રહયું. ત્યારે આનીકાએ ગભરાઇને એક વરસની મહેતલ માંગી. ત્યારે મોત કહે કે "છ મહીના પણ નહીં આપું." તો આનીકા કહે કે "ત્રણ મહીના તો આપ" તો કહે કે "નહીં." "ત્રણ દાહડા તો આપ," તો કહે કે "ત્રણ કલાક પણ નહીં." તો કહે કે "ત્રણ મીનીટ તો આપ" તો જવાબ દીધો કે "ના." ત્યારે આનીકાએ કહયું કે "કશા ખાતર નહીં તો મારી મોટી દોલત વહેંચી આપવા ખાતર તો આપ." તો કહે કે "નહીં. તારે અગાઉથી તે ગરીબોને ખેરખેરાત કરવી હતી." પછી કહયું કે "દોલત માટે નહીં તો બંદગી માટે તો ત્રણ કલાક આપ" તો કહે કે "નહીં, તારે તે પણ કરતા રહી તૈયાર રહેવું હતું."

(ચ) હીંદુઓના જાણીતા ઉપનિષદ કહે છે કે "મોતના જેવો બીજો કોઇ પણ શીક્ષક આપણને મળનાર નથી." મોતનો વીચાર, જેવો નીતીમાન ધડો આપી શકે તેવો નીતીમાન ધડો કોઇપણ શીક્ષકથી મળી શકે નહીં. (છ) દેલફીઅન મંદીરના દરવાજા પરનાં શબ્દો કે "તું પોતાને પીછાનનો રહેજે" (know thy self) એ સર્વ પ્રકારના ભેદો અને અર્થથી ભરેલા હતા. પુજારીને મંદીરમાં દાખલ થતાંજ તે યાદ આપતા કે "તું યાદ રાખજે

કે તું એક માણુસ છે અને તેટલા માટે મરણને પાત્ર છે." (જ) ઉપલા ભેદ અને મતલબથી ભરેલા બે શબ્દોને મળતાજ થોડાં શબ્દો સાઇમોનીડીસ નામના કવીના હતા. સ્પાર્ટાનો એક રાજા નામે પોસેનીઅસ પોતાની કીર્તી માટે વારે ઘડીએ ખડાઇ મારતો હતો. એક વખત તેણે ઉપલા કવીને કહયું કે "તું મને કાંઇ શીખામણના શબ્દો કહે." સાઇમોનીડીસે ફકત આટલુંજ કહયું કે "તું હંમેશાં યાદ રાખ કે તું માણુસ છે." એ થોડાક શબ્દોથી કવીની મતલબ રાજાને શીખામણ દેવાની હતી કે "તું એક માણુસ છે અને માણુસ તરીકે તારી સામે કોઇ દિવસ મોત આવી ઉભું રહેશે માટે તેનો વિચાર કરી તારી જીંદગી ગુજાર." એ પ્રમાણે ત્યારે જ્યારે મોત કુદ્રતે માણુસ જાત માટે ઇશ્વરે સરજેલું છે ત્યારે તે માટે માણુસે બીવું નહીં જોઇએ પણ તૈયાર રેહેવું જોઇએ. (ઝ) બેકન કહે છે તેમ "મોત એ કુદરતને આપવી જોઇતી એક જાતની જરૂરની ચીજ છે. માટે તેથી બીવું એ એક જાતની નબળાઇ છે." જન્મ, લગ્ન અને મરણ એક માણુસની જીંદગીના સામાન્ય બનાવ છે. આપણુ પારસીઓમાં જેમ લગ્નનો તેમ મરણનો પણ એકજ ગંભીર પોષાક છે. તે કેટલા-કોને અજબ લાગે પણ તે એક રીતે વિચાર આપે છે કે જેમ આ દુનિયાની જીંદગીમાં લગ્ન એક ગંભીર અવસર છે, તેમ મરણ પણ માણુસની લાંબી જીંદગીમાં એક કુદરતી નહીં દુર કરી શકાય એવો, ગંભીર અવસર છે. જેમ લગ્નનો તેમ મરણનો આપણો સફેદ પોષાક બીજી પ્રજાઓના કાળા પોષાક માફક મરણને વધુ બીહામણું બનાવતો નથી. એ સબબને લીધે, આપણા રીવાજ પ્રમાણે, મરણ ટાંકણે શોકની લાગણી તરીકે કાળી કોરના કાગજો અથવા એવા પ્રકારની કાળા રંગની નીશાનીઓ અગત્ય નથી. એ રંગ મોતને વધારે બીહામણું અને શોક જનક બનાવે છે.

(ञ) એક ફીલસુફની શીખામણના આ શબ્દો છે કે "ભાઇ તું જનમ્યો ત્યારે સર્વ હસતા હતા પણ તું રડતો હતો. પણ એવું કર કે જ્યારે તું મરણ પામે ત્યારે સર્વ રડે ને તું હશે." તેની કહેવાની મતલબ એ હતી કે "તું જન્મ્યો ત્યારે જેમ દરેક બાળક જન્મતાં રડે છે તેમ તું રડતો હતો, પણ આજુ બાજુ ભેગા મળેલા તારા ખેશીઓ પોતાનાં કુટુંબમાં એક ફરજંદની વૃધ્ધી થવા માટે હસતાં હતાં. પણ હવે તું એવી ભલી અને નેક જીંદગી ગુજાર અને આજુબાજુ સર્વમાં ભલાઇ પાંથર, કે તારી ભલાઇની ભલી યાદથી તું મરતી વેલા ખુશી થાય અને નચીંત રહે, કે તેં સર્વનું ભલું કર્યું છે અને કોઇનું બુરું કર્યું નથી અને તારી આજુબાજુનાઓ રડે અને ગમગીન થાય કે તારા જેવો એક ભલો નેક મરદ ચાલ્યો જાય છે." ફીલસુફના એ ભેદ ભર્યા શબ્દો આપણને દેખાડે છે કે મોત માટે માણુસ જાતે કેવી રીતે તૈયાર રેહેવું જોઇએ. એ તપાસ ઉપરથી દિસે છે કે મોતનાં વિચારે આપણુ માણુસ જાતનું મોટે ભાગે ધ્યાન રોકવું જોઇએ.

(ટ) વીદ્વાનો તરેહવાર રીતે ફીલસુફીઓ માટે બોલે છે અને વિચાર આપે છે. "પણ ફીલસુફી શું છે?" એક વીદ્વાન કહે તેમ "તે મોતનો વિચાર છે." (It is a meditation upon death ). ડૉ. ફ્રેઝર પોતાની "ફીલોસોફી ઓફ થીઇઝમ" માં કહે છે તેમ "મોત દુનિયાનો છેવટનો ભેદ છે કે જે ફીલસુફીને ઉત્પન્ન કરે છે અને જે ધર્મ સંબંધી આકીન આશા અને શેતાયશને બાહેર પાડે છે."

## II.

# મોત વેળા દિલાસો.

હવે ત્યારે આપણે આપણા વિષયની બીજી બાબદ ઉપર આવીએ છીએ. આપણે જોયું કે મોત એ કાંઇ આત્માની નીસ્તી નથી. તે ફકત આત્માની હાલતનો ફેરફાર છે. એક માણુસ મરણ પામ્યું એટલે તદન થઇ ચુકયું એમ નથી. તે બીજી કોઇ હાલતમાં હયાત છે. હવે ત્યારે આપણે જોઇએ કે આપણાં વહાલાંઓ, જેઓ મરણ પામી આ ફાની દુનિયા છોડી બીજી મીનોઇ અથવા આત્મીક દુનિયામાં જાય છે, તેઓ માટે અતી ઘણો શોક કરવો એ ભુલભર્યું છે. બીજા શબ્દોમાં આપણા કોઇ અતલગનાં ખેશી અથવા મીત્રનાં મરણ વેળા કેવા કેવા વીચારોથી આપણે દીલાસો લેવો જોઇએ તેની આપણે તપાસ કર્યે.

જો કોઇ અતલગનાં વહાલાંનું મરણ નીપજે તો તે ખુદાનો હુકમ છે, અથવા એકન કહે છે તેમ " કુદરતને આપવો જોઇતો એક જાતનો લાગો છે," એમ ગણી સબુરી પકડવી જોઇએ. એપોલોનીઅસ નામનાં એક મીત્રે, પોતાનો એક બેટો, જે ખુદાઇ રાહ ઉપર ચાલતો હતો, બાપને ફરમાન બરદાર હતો, મીત્રોનો માનીતો હતો, મીઠા અને નમ્ર સ્વભાવનો હતો અને સર્વ પ્રકારે પ્રમાણીક હતો, તેને મરણથી ખોયો હતો તે મીત્ર ઉપર પ્લુટાર્ક દિલાસાનો એક લાંબો પત્ર લખી તવારીખના તરેહવાર દાખલા આપે છે, જે આપણુને દિલાસો આપે છે અને ધડો આપે છે. પ્લુટાર્કનો એ પત્ર ઘણાક દુઃખી જીવડાઓને દિલાસો દે એવો કીંમતી છે.

(૧) પ્લુટાર્કનો પત્ર. મોતમાં દિલાસા માટે પેહેલો વિચાર કે મોત કોઇ ભલાંઓ માટે નેકીનો બદલો.

તેના કહેવા પ્રમાણે પેહેલું તો મરણ ભલાઓને નેકીના બદલા સમાન છે. આપણી આ ક્ષણભંગુર દુનિયામાં આપણે જે કરીશું તેનો બદલો બીજી જેહાનમાં મળશે. ભલાઓને બદલામાં ભલાઇ મળે છે. ભુંડાઓને સજા થાય છે. ઘણીકવાર ઇશ્વર ભલાઇના બદલા તરીકે ભલી જીંદગી ગુજારનારને તુરત બોલાવી લીએ છે કે તેને તેની ભલાઇનો બદલો આપે અથવા તો કોઇ ભુંડાઇ અથવા આફતથી બચાવી લે.

એક યુનાની વાર્તા.

(ક) અસલી યુનાનમાં બીટન અને કલીઓબસ નામના એક માયના બે ઘણા ફરમાન બરદાર ભલા બેટાઓ હતા, જેઓ પોતાની માતાનો ગોયા પડયો બોલ ઝીલી લેતા હતા. તેઓની માતા જયુનોનાં મંદીરની પુજારી યા સ્ત્રી-ધર્મ ગુરૂ હતી. એક દિવસ મંદીરમાં ચોકસ વખતે પુંજા કરવા જવાની તેણીની વારી હતી. તે દિવસે વખત થઇ જવા આવ્યો તોપણુ તેણીનો રથ ખેંચી લઇ જનારાં માણુસો આવી પહોચ્યાં નહીં. ત્યારે તેણીના ઉપલા ફરમાન બરદાર બેટાઓ માયની ગાડી મંદીર ભણી ઘસડી લઇ ગયા. તેણીએ પોતાના બેટાઓની આવી વર્તણુકથી ખુશી થઇ જઇને જયુનો પાસે દુવા માંગી કે " મારા આવા ભલા ફરમાન બરદાર

બેટાઓને જે સરસમાં સરસ બક્ષીસ હોય તે આપ." જયુનોએ તે અરજ કબુલ રાખીને તેણીનાં બેટાઓને એક લાંબી ઊંઘમાં નાંખ્યા જેમાંથી તેઓ પાછા ઉઠયાજ નહી અને મરણ પામ્યા. આ વાર્તા દેખાડે છે કે આપણી ટુકી નજરે મરણ એક માંઠો બનાવ છે પણ મરનાર માટે ખોદાતાળાએ તે એક ભલાં તરીકે અને ભલાઇના બદલા તરીકે ધાર્યો હોય.

(ખ) પીન્ડાર પ્રમાણે એગમીડીસ અને ત્રોફોનીઅસ નામના શીલ્પશાસ્ત્રી ભાઇઓએ દેલફીસનુ નવું મોટું ધર્માલય બાંધી એપોલો પાસે દુઆ ગુજારી અરજ કરી કે "આ ધર્મી કામનો અમોને બદલો આપ." એપોલોએ વાયદો દીધો કે સાત દીવસમા તે બદલો મલશે. તેઓ સાતમી રાત્રે પોતાના બીછાનાંમાંજ ખુશ નીંદમાં મરણ પામેલા માલમ પડયા. એ વાર્તા પણ દેખાડે છે કે મોત ઇશ્વરે એક ભલાં તરીકે ધાર્યું છે.

એક બીજી વાર્તા.

(ગ) પીન્ડાર જેણે એ વાત આપી છે તેને પોતાને માટે એપોલોનીઅસ કહે છે જ્યારે બીઓશીઅન લોકોના કાસદો દેલફીનાં મંદીરમાં દેવતાઓની સલાહ લેવા આવ્યા ત્યારે તેણે તેઓ મારફતે દેવતાઓને સવાલ કરાવ્યો કે "માણસ માટે સૌથી સરસ ચીજ શું છે ?" મંદીરમાંથી જવાબ મળ્યો કે "પીન્ડાર, જેણે એગેમીડીસ અને ત્રોફોનીઅસની વાર્તા લખી છે, તેણે અલબત્તે જાણવું જોઇએ કે માણુસ માટે સૌથી ભલું શું છે. પણ તે જો પોતે જાતે જાણવા માંગતો હોય તો થોડા વખતમાં તેને તે માલમ પડશે." પીન્ડારે એગેમીડીસ અને ત્રોફોનીઅસની વાર્તાના ઇસારા સાથના જવાબ ઉપરથી જાણ્યું કે દેવતાની કહેવાની મતલબ એ છે કે "મોત માણુસ માટે સર્વથી સરસ છે." પોતાને જાતે એ બાબદનો થોડા વખતમાં અનુભવ મળશે એવી અગમચેતી મલવાથી તે મોત માટે તૈયાર થયો અને થોડા વખતમાં મરણ પામ્યો.

(ઘ) એલીશીઅશ નામના એક કરોડપતી બાપનો બીજો દાખલો પ્લુટાર્ક આપે છે કે તેનો યુથીનસ નામનો એક પુરો બેટો, જે તેની ગંજાવર દોલતનો વારસ હતો તે એકાએક મરણ પામ્યો. તેને વેહેમ ગયો કે તેને કોઇએ દગાથી ઝેહેર દેઇ મારી નાંખ્યો હશે. એવો વીચાર કરી તે બાપ, બહુ શોક કરી, ખુદા પાસે, બેટાનાં ભેદ ભર્યાં અને એકાએક નીપજેલાં મરણનો ખુલાસો ચાહતો કે તેને કોણે મારી નાખ્યો હશે. એ ખુલાસાની આશામાં પોતાનાં પવીત્ર ધર્માલયમાં જઇ સુતો. રાત્રે સ્વપનામાં તેણે પોતાના બાપને જોયો અને બાપ આગળ પોતાનું દુઃખ રડયો. બાપે કહ્યું તારો છોકરોજ એ બાબતનો તુને ખોલાસો કરશે, એમ કહી સ્વપનામાંજ પેલા મરનાર છોકરાને રજુ કીધો. તે છોકરાએ પોતાના બાપના હાથમાં એક ચોપડી આપી જેમાં દેવતાઓ તે દુઃખી બાપને જણાવે છે કે "માણુસો પોતાનાં અજ્ઞાનપણાને લીધે વાહલાંઓના મરણ માટે ભુલ ભર્યો વીચાર કરે છે. મોતે તારા છોકરાને સુખી કર્યો છે. અમો તો યુથીનસને નસીબ દેવીથી આશીર્વાદ પામેલો જોઇએ છીએ. મોત તેને અને તારે બેઉને માટે ભલું છે."

(ડ) એવા વીચાર ઉપરથી કહે છે કે અસલના પુરાણા વખતમાં જ્યારે કોઇ ભલા, નેક, પરમાર્થી, દેશ હીતકારી જવાનો નાની જવાન ઉમરે હક થાતા, ત્યારે તેઓને આખરમંજલ પોહોંચાડવાની ક્રીયા સવારનાં પોહોરમાં બરાબર સુરજ ઉગવાને વખતે કરતા. તેઓ માનતા

કે એ ભલા જવાનો કાંઇ ખરેખર મરણ પામ્યા નથી, પણ ઇશ્વરે જાણે જીવતાં જીવત પોતાની આગલ તેઓને તેઓની ભલાઇનો બદલો આપવા તેડી લીધા છે. સૂર્ય જેમ આકાશમાં ઉપર ચહડતો જાય, તેમ જાણે તેઓનાં ભલાં રવાનો ઉપર ચહડી ઇશ્વર પાસે જતાં. યુનાની દંતકથા ગેનીમીડ નામના એક ભલા જવાનનો દાખલો આપે છે કે ઇશ્વરે તેની ભલાઇને લીધે તેને જાણે જીવતાં જીવત ઉપર તેડી લીધો હતો.

કોઇ માતાનું રડણ.

એ સઘળી વાર્તાઓ દેખાડે છે કે મોત ઇશ્વરે ઘણાકોનાં બાબમાં ભલાં તરીકે સરજ્યું છે. મોતથી બોલાવી લેઇ મરનારનું ઇશ્વરે કાંઇ ભલુંજ ધાર્યું હોય, પણ માણુસ ઉપર કહેલા પ્રમાણે અજ્ઞાનપણાથી તેનો ભરમ સમજતો નથી. એવા અજ્ઞાનપણાને લીધે માણસો, પોતાનાં વાહલાંઓનાં મરણ ટાંકણે, એકમેકથી તદન ઉલટા તરેહવાર સબબો જાહેર કરી રડે છે. જો બેટો પરણેલો ન હોય તો માતા તેનાં મરણ માટે શોક કરે છે કે "બેટા ! તું પરણીને કાંય નહીં મુઓ કે તેથી અમુને જરા સંતોષ મળતે." જો કોઇ પરણીને મરે છે તો પણ માતા શોક કરે છે કે "દીકરા ! તું કુંવારોજ કાંય નહીં ગુજર્યો કે તાહરી ધણીયાણીનો સંતાપ અમારીથી જોવાશે નહીં." જો દીકરો છોકરાં વગરનો મરે છે તો માય રડે છે કે "એક બે છોકરાં મેલીને કાંય નહીં મરણ પામ્યો કે તે બચ્ચાંઓને જોઇને અમો દીલાસો લેતે." જો છોકરાં મેલીને મરણ પામેછે તો વળી રડેછે કે "તારાં છોકરાં બચ્ચાંનો, તારાં નાહનાં ભુલકાંઓનો સંતાપ હમારીથી કેમ જોવાશે !" જો નાહની ઉમરે બાળક તરીકે બેટો મરણ પામશે તો દુઃખી થયલી માતા રડશે કે "દીકરા ! જરા મોટો થઇને કાંએ નહીં મુઓ." જો મોટો થઇ જવાન ઉમરે ગુજરશે તોપણ રડશે કે "નાહનો હતો અને બીમાર પડ્યો હતો ત્યારેજ કાંય નહીં મરણ પામ્યો કે અમુને એટલું વધું લાગતે નહીં." જો દીકરો ઘણા વરસ બહારગામ હોય અને ત્યાં મરણ પામે તો જખમી દેલસાથ માતા રડે છે કે "બેટા ! અહીં ઘેર આવીને કાંય નહીં હક થયો." જો ઘણા વરસ બાહેર રહી પોતાને શેહેર આવીને મરણ પામે છે તો વળી ઉલટા સબબથીજ માતા જારી કરે છે કે "દીકરા ! તું બાહેરગામજ કાંય નહીં ગુજર્યો કે ઘણા વર્ષનો દુર હતો તે અમોને એટલું લાગતે નહીં. થોડા દીવસને માટે વધુ માયા કાંય લગાડી !" એવી રીતે આપણુ માણસો એકમેકથી તદન ઉલટાં કારણોથી મરણનો શોક કરે છીએ, કારણ ખોદાતાળાનો તે મરણમાં ભેદ શો છે તે આપણી હદસરની નજરથી આપણે પામી શકતા નથી અને જાણતા નથી કે ભલું મોત કેવાં મોતમાં સમાયલું છે. ત્યારે એવી વેલાએ આપણે દિલાસો લેવો જોઇએ કે આપણે સર્વ એક બાપનાં—ખોદાતાલાના—બચ્ચાં છઇએ. જો આપણાં કોઇ વાહલાંને ખોદાતાલા પોતા પાસે બોલાવે છે તો તે જાણે બચ્ચું પોતાના બાપને ત્યાં ગયા બરાબર છે.

વંદીદાદ પ્રમાણે ભલા માટે થોડો શોક.

ઘણાખરા પોતાનું કોઇ બેશી જે ભલું અને નેક અને સર્વને માનીતુ હોય, તેના મરણ માટે વધારે દીલગીર થઇ શોક કરેછે. પણ વંદીદાદ ફરમાવે છે કે કોઇ ભુંડાં બેશી કરતાં ભલાં બેશીનાં મરણનો સામો થોડો શોક કરવો જોઇએ. દાખલા તરીકે એક બેટો ભલો, નેક, પરહેજગાર અને

ધર્મી હોય અને તે હક થયો હોય તો તેને માટે બાપે એક માસ શોક રાખવો. પણ જો તે મરનાર બેટો ભલો, નેક, પરહેજગાર, અને ધર્મી નહીં નીવડેલો હોય તો તેને માટે બે મહીના બાપે શોક રાખવો. ભલાં ખેશીને માટે, નેક વાહલાંઓ માટે, સામો થોડો શોક ફરમાવ્યો છે, તે પેહેલી નજરે અજબ લાગે. પણ તેનો ભેદ એ છે કે મરનાર ભલો અને નેક માણસ હોય તો પોતાની ભલાઇ અને નેકીને લીધે બેહેસ્તમાં જાય છે. માટે તેનાં ખેશીઓને એક જાતનો સંતોષ છે કે તે મરનાર, જો કે તેઓથી જુદો પડે છે, તોપણ પેલી જેહાનમાં પોતાની નેકી અને ભલાઇનો બદલો પામશે. પણ જો મરનાર બુડો હોય તો તેનાં જીવતાં વાહલાંઓને તેને માટે બેવડું દુઃખ લાગવું જોઇએ. એક તો તેની જુદાઇનું અને બીજું તો એ કે તેની બુરી વર્તણુંકને લીધે કોણ જાણે ખોદાની દરબારમાં તેને શું સજા થશે. એ પ્રમાણે આપણા ભલાં અને નેક વાહલાંઓ માટે સાંમો થોડો શોક કરવો જોઇએ. એવાં વંદીદાદનાં ફરમાન પ્રમાણેજ ફ્યુઝપરી નામનો લખનાર કહે છે કે "જેઓ ગુનેહગાર ગુજરે તેઓ માટે આંસુ રેડો, જેઓ ગુનાહ કરે તેવાં જીવતાંઓ માટે આંસુ રેડો, જેઓ આડે માર્ગે ગયલાં હોય તેઓ માટે આંસુ રેડો, પણ જેઓ ધર્મી જીંદગી ગુજારી હક થયાં હોય તેઓ માટે ખુદ ખુદાનો અવાજ કહે છે કે તમો ખુશી થાઓ."

ભલાં ફરજંદનાં મરણ વેળા એક બાપનો સંતોષ.

હીબ્રુ તવારીખમાં સેમ્સન, તેવોજ એક જાણીતો પેહેલવાન અને ભલો આદમી ગણાયો છે કે જેવો ઇરાનની તવારીખમાં રૂસ્તમ પેહેલવાન ગણાયો છે. તેના જેવા બાહદુર અને ભલા બેટાનાં મરણની ખબર તેના બાપ મેનોહાએ સાંભળી ત્યારે તેણે એવાજ વીચારથી દિલાસો લીધો અને કહ્યું "ચાલો, ચાલો, હાલ રડવાનો વખત નથી. આંસુ પાડવાને માટે અને શોક કરવાને માટે કાંઇ પણ સબબ નથી. સઘળું સારૂ અને ઠીક છે અને આવાં ભલાં મોતમાં, જેમી કાંઇ આપણને શાંત કરે તે સઘળું છે."

"એક ભલા આદમીનું કીર્તીવંત મોત ખરેખરૂં મોત નથી પણ નવો જન્મ છે." એવા શબ્દોથી એપીમીનોનદાસે પોતાના લશકરને દિલાસો દીધો હતો. કહે છે કે આ થીબન સરદાર, લડાઇની ઝુમમાં કીર્તિવંત સેવાઓ બજાવી, જ્યારે દુશમનના એક તીરથી જખમી થયો અને મરણતોલ હાલતે પહોંચ્યો ત્યારે તેનું લશકર વિલાપ કરવા લાગ્યું. તે વેળા તેણે તેઓને હીમતથી સખુનો કહ્યા કે " મારા સેવાડો ! એમ ના જાણતા કે આ મારી જીંદગીનો છેડો છે. તમારો એપીમીનોનદાસ જે કીર્તીસાથ મરે છે તે તો ખરેખર નવો જન્મ લે છે."

બાગબાની પરથી દિલાસો.

કેટલીકવાર એક કાબેલ બાગબાન કોઇ નાદર સુંદર રોપાને તે રોપાનાંજ ભલાં માટે, તેને વધારે ખીલવવા માટે, રોશનીમાંથી ઉચકી તદન અંધારામાં મેલે છે, જ્યાં તે વધુ નવા સુંદર પીલા કાહડે છે. ભલા આદમીઓનાં મરણનાં બાબમાં પણ એમ સમજવું. તે કીરતારની મરજી મરનારનું વધારે ભલુ કરવા માટેની હશે, માટે તે, પેલા કાબેલ બાગબાનની માફક, ગોયા તેને મોતના અંધકારમાં થોડો વખત મેલે છે, કે, તેમાંથી પસાર થઇ તે બીજી જેહાંનમાં વધારે અને વધારે ખીલી વધુ અને વધુ ભલાઇ ભોગવે અને પાંગરે.

દુઃખ વેળા સોક્રેટીસનો સંતાપ.

સોક્રેટીસ, જે સાચ્ચો અને પ્રમાણીક હતો, તેને જ્યારે વગર વાંકે સજા કરવામાં આવી અને ઝેરનું પ્યાલું પીવાને આપ્યું, ત્યારે તેણે રમુજ અને ખુશ સ્વભાવ સાથ તે પીધું, કારણ તેનાં અંતઃકરણની સહાઇએ અને ભલાં ભવીષ્યની આગાહીએ, મોતને એક ભલી ભલાઇ તરીકે તેની આગળ રજુ કીધું. અસલી યુનાનીઓ બીમારીથી સાજા થઇ તંદુરસ્તીના દેવતા એસ્કલેપીઅસને ભોગ આપતા. સોક્રેટીસે મરતી વેલાએ પોતાના મીત્રોને કહ્યું કે એ દેવતાને ભોગ આપવો. તેણે કહ્યું કે "પ્રમાણીક જીંદગી ગુજારી ભોગવેલું મોત પણ એક જાતની આ દુનિયાની બીમારીથી મને છોડવે છે માટે જો કે હું મરણ પામું છું તો પણ તમો રાખેતાનો તંદુરસ્તીનો ભોગ આપજો."

૨. જેનું અહીં કામ તેનું ત્યાં કામ. કાઇક જવાન મરણ વેલા દીલાસો.

બેકન કહે છે તેમ "એક કીર્તીવંત કામ કરતાં મરવું તે લડાઇની ઝુમબેશમાં મરવા બરાબર બહાદુર મોત છે." આપણામાં ભલાંઓનાં મરણ વેળા જે કહેવાય છે કે "જેનું અહીં કામ તેનું ત્યાં (પેલી જેહાનમાં) પણ કામ" તેને મળતા મીનાનદરનાં શબ્દો છે કે "જેને ખોદા બહુ ચાહે છે તેનું તે જલદી મરણ નીપજાવે છે[૧]."

એ ઉપરથી એક લખનાર કહે છે કે ભલા અને ઉપયોગી ડાહયા માણસો ભર જવાન વયે મરણ પામે તેને માટે તેનાં બેશીઓએ એવા વિચારથી દિલાસો લેવો જોઇએ કે "નેક આદમીઓ, ખોદા જેને તેઓ ઘણા વાહલા છે. તેની મેહેરબાનીથી જલદીથી મરણ પામે છે." જાણે તેઓની અતી ઘણી ભલાઇનો, અતી ઘણી નેકીનો પોતાની દરબારમાં જલદીથી બદલો આપવા તે સાહેબ તેઓને તેઓની નવ જવાન ઊમરે પોતાની આગળ તેડી લે છે. સોક્રેટીસની માફકજ ફોશીઅનને એથીનીયનોએ વગર વાંકે મારવા કહાડયો હતો ત્યારે ઠંડે પેટે તે મરવા ગયો હતો. તેના સાથીઓએ મરણ વેળા પુછયું કે "તારા દીકરાને કાંઇ કહેવડાવે છે?" ત્યારે તેણે એવાજ વિચારથી જવાબ દીધો કે તેને કહેજો કે "એથીનીઅનોએ જે મને નુકસાન કીધું છે તે ભુલી જજે."

વળી પોતાનાં ભલાં વાહલાંઓ જવાન ઊમરે મરણ પામે તો માણસે એક બીજા વીચારથી દીલાસો લેવો જોઇએ: આપણે આપણાં બેશીઓનાં મરણ માટે રડીયે છીએ કે તે વધારે જીવ્યો હોત તો સારું, તે એક રીતે આપણા પોતાનાં સ્વાર્થ માટે છે, તે મરનારનાં ભલાં માટે નથી. એક બાપ કે એક બેટો, એક મહોરદાર કે એક મીત્ર, એક ભાઇ કે એક બેન, મરનાર માટે રડે છે, કારણ તે મરનાર યા તો પોતાનાં જરથી યા બાજુથી યા મનથી તેઓને યારી દેતો, પ્રેમ અને મહોબત દેખાડતો, યા કીર્તી વધારતો. પણ જો મરનારની નજરે જોઇએ તો તેના મરણ માટે રડવાનું કાંઇ કારણ નથી. મરનાર ભલો શખ્સ જો વધુ વખત જીવતે, તો કદાચ કોઇ આડે માર્ગે ઉતરતે, કોઇ બદનામીમાં આવતે, કોઇ મુસ્કેળીમાં આવતે. માટે ખોદાતાલા જે તેની ઉપર મેહેરબાન હતો, તેણે તેને તે મુસ્કેળીમાંથી છોડવવા, તેની કીર્તીને ઝાંખ નહી લગાડવા તેડી લીધો હોય. પણ કોઇ ભલા

---

૧ Him whom the gods do love they cause to die.

મરનાર આદમી માટે કદાચ તમો એમ કહો કે " તે આડે માર્ગે ઉતરવાનો અને તેથી તેને બદનામીમાં આવવાનો અને દુઃખ દેખવાનો સંભવ નહીં હતો." પણ નેક આદમીની ગમે તેવી કોશીશો છતાં તે મુશ્કેળીમાં આવે છે. પેગામ્બર જરથોસ્ત ઉપર તેનાં દુસ્મનોએ કેવાં કેવાં આળ જોડયાં હતાં? માટે મરણમાં આપણે દિલાસો લેવો જોઇએ કે "કોણ જાણે ખોદાતાલાએ મરનારને કાંઈ વધુ મુશ્કેળીમાંથી બચાવવાજ બોલાવી લીધો હશે."

કોઇક નસીએત.

એડીસન પ્રમાણે એક બુજર્ગ બાપ, જેને પોતાનો એક ઘણો લાયકીવાલો કીર્તીવંત બેટો મરણથી ખોયો હતો, તેને ફેલેરીઓ નામના ડાહયા પુરૂષે એજ પ્રમાણે દીલાસો દીધો કે " મોહને તમારા બેટાની ભલાઇ ઉપર હવે સીલ માર્યું છે, કે તે ભલો હતો. જો તે વધુ જીવતે તો કોણ જાણે, કદાચ ભુંડાઇના માર્ગ ઉપર તેનો પગ લપસી જતે. એક માણસ, પછી તે ગમે તેવું ભલું હોય, તેની જીંદગી ઉપર, જયાં સુધી તે જીવતો હોય ત્યાં સુધી આપણે ભલાઇનું સીલ મારી નહીં શકીયે. કોણ જાણે કે કાળે તે કેવો નીવડે અને આજ સુધીની સઘળી ભલાઇને ખોટી પાડે!" તેથી જયારે એપીમીનોનદાસને કોઇએ સવાલ કર્યો કે "કોણ સરસ, તું કે શેબ્રીઆશ કે ઇફીક્રેતીસ?" ત્યારે તેણે જવાબ દીધો કે " અમારાં મરણ સુધી વીચાર બાંધવાને થોભો, કારણ કાલે હમારામાંની કોઇની વર્તણુંક ફેરવાઇ જાય તેનો ભરૂશો નથી." માટે જેઓ જવાન ભલાંઓનાં મોત માટે " અકાળ મોત " કરી રડે છે, તેને પ્લુતાર્ક દિલાસો અને શીખામણ દે છે કે "અગર જો તમે ખાતરીથી જાણી શકો કે તમારા મરનાર બેશી ઉપર નશીબ દેવી હંમેશ પ્રસંન રહેશે અને સુખ શીવાય તેની ઉપર કાંઇ દુઃખ કોઇ દહાડે પણ આવી પડવાનુંજ નથી તો તમે તેનાં મોતને "અકાળ મોત" કહી વીલાપ કરો તો વાજબી છે. પણ જયારે તે આપણે જાણી શકતા નથી અને તેની ઉપર દુઃખ કોઇ પણ વખતે આવી પડવાનો સંભવ છે, કે જે દુઃખ મોત આવવાથી અટકી શકે છે તો મોત ત્યારે ભલું કહેવાય છે." જો થોડાક દાયકામાંજ બનેલા નામીચા પુરૂષોના નામ સાથ આપણે છુટ લેઇએ તો પેલો આયર્લંડનો નામીચો નર (પાર્નેલ) મરણ પામ્યો તેનાં કરતાં બે વરસ આગમચ મરણ પામ્યો હોત તો આયર્લંડ તેના મોતને કેવું કીર્તીવંત ગણતે!

ટુંકી ભલી જીંદગી લાંબી નીરોપયોગી જીંદગી કરતાં ભલી.

એ ઉપરથી પ્લુતાર્ક કહે છે કે "એક લાંબી જીંદગી કરતાં એક ટુંક પણ નેક ભલી જીંદગી સારી." તે કહે છે કે એક ઘણા ગાયણો ગાનાર ગવૈયો સરસ ગણાતો નથી, ઘણા વાહણોની સફર કીધેલો નૌકાશાસ્ત્રી સરસ ગણાતો નથી, ઘણા ભાષણો કરનાર વક્તા સરસ ગણાતો નથી, પણ થોડાં ગાયણો સારી રીતે ગાનારો ગૈવયો, થોડા વાહણોને હમેશાં સલામત બંદરે લઇ જનારો નૌકાશાસ્ત્રી, અને થોડાંક પણ છટાદાર અને કીંમતી ભાશણો કરનાર વક્તા સરસ ગણાય છે. તેમ એક લાંબી પણ બીજાઓને વગર ઉપયોગની જીંદગી ગુજારનાર માણુસ કરતાં એક ટુંકી પણ પારકાઓને ઉપયોગી થઇ પડેલી જીંદગી ગુજારનાર માણુસ વધુ સરસ ગણાય. કહે છે કે નેપોલીઅને પોતાના ભાઇ જેરોમને આવાજ શિખામનના શબ્દો કહયા હતા કે તે ભાઇ નાની પણ ઉપયોગી જીંદગી સાથે મરણ પામશે તો તે તે પસંદ કરશે, પણ તે નીરોપયોગી લાંબી જીંદગી ગુજારશે તે પસંદ કરશે નહી.

મરનાર માટે શું ભલું તે આપણે આપણી ટુકી નજરથી જાણી શકતા નથી. આપણું
પોતાનું ભલું શામાં સમાયલું છે તે વડીક આપણે બરાબર સમજતા
પરડા પાછળ શું નથી, તો બીજાનું ભલું શામાં સમાયલું છે તે કેમ જાણી શકીયે?
હશે? એક યુનાની (ક) સૅક્રેટીશ માટે કહે છે કે તે એ ઉપરથી પોતાના ખોદા પાસે
વાર્તા. દુઆ ગુજારતો ત્યારે ખોદા ઉપરજ પોતાને માટે શું ભલું છે તે માટે
વીશ્વાસ રાખતો અને કેહેતો કે "ખોદા! મારે માટે તું જે ભલું
ધારતો હોય તે મને આપ." (ખ) સોરાબ અને રૂશતમનાં દાસ્તાનની શરૂઆતમાં સોરાબના મરણની વાત ઉપરથી ફીરદોશી પણ એજ શીખામણ દે છે કે મરણ એક એવો ભરમ છે કે જે આપણે પીછાનતા નથી માટે તે માટે ખોદાતાલા ઉપરજ વીશ્વાસ રાખવો જોઇએ. ઘણીક વાર માણસ એક ચીજ પોતાનાં ભલાં માટે અગત્યની ધારે છે કે જે ખોદાની નજરમાં ઉલટીજ હોય છે. (ગ) એક ધર્મી અને પરહેજગાર યુનાની જમીનદાર માટે કહે છે કે જ્યુપીટરે તેની પરહેજગારીથી ખુશ થઇ તેને કહ્યું કે "તુંને ગમે તે મારી પાસેથી બક્ષીસ માગ." જમીનદારે પોતાની જમીન હમેશાં સારો પાક આપતી રહે એવા વિચારથી, કહ્યું કે "મને રૂતુ ઉપર કાબુ આપ." જ્યુપીટરે તે કાબુ આપ્યો. પેલા જમીનદારે પોતાના વીચાર પ્રમાણે એક ખેતર માટે ધાર્યું કે અહીં વરસાદની અગત્ય છે. બીજાં માટે ધાર્યું કે અહીં બરફની અગત્ય છે, ત્રીજાં માટે ધાર્યું કે અહીં તડકું જોઇએ. એમ ધારી તે ઉપર વરસાદ, બરફ, તડકો વગેરે પાડવા લાગ્યો. પણ વરસની છેવટે જુવે છે તો તેનો પાક સામો તે વરસે ઓછો ઉતર્યો. ત્યારે તેણે ખોદાને રૂતુ ઉપરનો કાબુ પાછો સોંપ્યો કે આપણુ માટે ભલું ભુડું શું છે તે તેજ સાહેબ પીછાની શકે છે. ત્યારે આપણા આલગનાનું મરણ ખોદાતાલાએ તે મરનારનાં ભલાં માટેજ નીપજાવ્યું હશે, એમ માની આપણે સબુરી પકડવી જોઇએ. તે મરનાર જો વધુ વખત જીવતે, તો કદાચ તેની ઉપર શું આફત યા દુઃખ આવતે તે કોણ જાણે.

(ઘ) મેસીદોનના ફીલીપને એક વખતે એકજ દીવસે ત્રણ ત્રણ ખુશીના સમાચાર મલ્યાં. એક તો એ કે "ઓલીમ્પીક ગેમ્સ" નામની મોટી નામીચા હરીફાઇની રમતોમાં તેણે ફતેહ મેળવી હતી. બીજું તો એ કે દારદેનીઅન લોકો સાથે તેને જે લડાઇ ચાલતી તે લડાઇમાં તેનાં સરદાર પારમીનીઓએ મોટી ફતેહ મેળવી હતી. ત્રીજું એ કે તેની બાયડી ઓલમ્પીઆએ એક ગાદી વારેશ બેટાનો જન્મ આપ્યો હતો, જે, પાછળથી જાણે તે વખતે જણાયલી અર્ધી દુનિયાને જીતનાર સીકંદર થયો, જે સીકંદર માટે કહે છે કે તેને જ્યારે કહેવામાં આવ્યું કે આ દુનિઆ સીવાય બીજી વસાયલી ઘણી દુનીઆઓ છે ત્યારે તે અફસોસ કરવા લાગયો હતો કે "મારે માટે તે દુનિઆઓ જીતી શકવાનું બની શકે એમ નથી." એ ત્રણે ખુશ ખબરો સાંભળી ફીલીપે આકાશ ભણી નજર કરી અને પોતાના દીમન અથવા ફરોહરને અર્જ ગુજારી કે "આએ ખુશીની ખબરોને સમતોલ કરવા માટે જો મારી ઉપર કોઇ દુઃખો

પણ આવી પડવાનાં હોય તો તે દુઃખોને તું મધ્યમ સરનાં કરજે." મતલબ એ કે તે ચતુર પાદશાહ જાણતો કે જેમ તેની ઉપર એક પછી એક સુખો આવી પડયા છે તેમ દુઃખો પણ આવી પડવાનો સંભવ છે.

(ડ) એથેન્સનાં ત્રીસ રાજ્યઅધીકારીઓ (The Thirty Tyrants of Athens) એક વખત એ મકાનમાં જમવા બેઠા હતા. તે ઘર એકાએક તુટી પડયું અને સઘળા રાજ્યઅધીકારીઓ દબાઇ મુઆ, પણ ફક્ત એક, થેરામીનીશ, તેમાંથી બચી ગયો. તેના મિત્રો તેની સલામતી માટે તેને મુબારકબાદી આપવા લાગ્યા. પણ તે પોકારી ઉઠયો કે (Fortune ! for what calamity dost thou reserve me ?) "ઓ નસીબ ! કેઇ બીજી આફત માટે તેં મને જાળવી રાખ્યો છે ?" એટલે તે ચતુર મરદ જાણતો કે તે એક મુસીબતમાંથી આજે બચી ખુશી થવા પામ્યો છે તો કદાચ કાલે એક માણસ તરીકે બીજી મુસીબતમાં આવી પડશે. અને ખરેખર તેમજ બન્યું કારણ કે તયાર પછીના તેના બીજા સોબતી રાજ્યઅધિકારીઓએ તે બીચારાને રીબાવીને મારી નખાવ્યો. ત્યારે મિત્રોએ જાનની સલામતી માટે તેને આપેલી મુબારબાદીઓ કરતાં તે બીજા સાથીઓ સાથે કચડાઇનેજ મુઓ હતે તો બેહેતર. તેવી હાલતમાં તે વધુ સુખી ગણાતે. સુખ દુઃખ શામાં છે તે આપણુ માણુસ જાત આપણી ટુંકી નજરથી બરાબર સમજી શકતા નથી. માટે આપણાં વાહલાંઓનાં મરણ વેળાએ આપણે ખુદા ઉપરજ સબુરી પકડવી જોઇએ કે કદાચ ખુદાતાલા તે મરનારનાં ભલાં અને ભલાં માટેજ તેને મોત આપતો હશે.

(ચ) કોઇ બેશી ભલીભલાઇમાં અથવા કીર્તીની નોકે અથવા વગર વાંકની બીનગુનાહ હાલતમાં મરી જાય તો તેને માટે હૈયાત બેશીઓએ ઘણો શોક કરવો નહી જોઇએ. તેને માટે પ્લુતાર્કે જણાવેલા દેસેંટીસ ફીલસુફના શબ્દો અગતના છે. કહે છે કે એ ફીલસુફને વગર વાંકે બીનગુનાહ તેનાં દુશ્મનોએ મારી નાંખવા કહાડયો. ત્યારે તેની બાયડી ઘણી રડવા લાગી કે તેણીનો ધણી ફોકટનો વગર વાંકે બીનગુનાહ માર્યો જાય છે. જ્યારે તે ફીલસુફે પોતાની બાયડીને એ પ્રમાણે રડતાં જોઇ ત્યારે તેણે તેણીને કહયું કે "ચુપ રહે. શું તું ઇચ્છે છે કે મારી ઉપર કોઇ ખરો વાંક આવે ને હું માર્યો જાઉં ?" એટલે કે તેણે કહયું કે "હું વગર વાંકે માર્યો જાઉં છું તેને માટે તારે દલગીર નહી થવું જોઇએ. હું વધારે વખત જીવતો રહું અને મારાથી ખરી કાંઇ ભુલ થાય અને તે ખરા વાંક માટે હું માર્યો જાઉં અને તેથી મારી કીર્તીને કલંક લાગે તેનાં કરતાં હું વગર વાંકે, મારા નામને ડાઘ લગાડયા વીના, મરૂં તે બેહેતર."

૩. વળી કોઇ અતલગનાનાં મરણ વેળાએ દિલાસો લેવા માટે ત્રીજો ઇલાજ એ છે કે આપણે તે મરનારનાં મરણુની બીજાઓનાં મરણ સાથ સરખામણી કરવી જોઇએ. "ફલાણાનું કેવું એક વાહલું ગુજરી ગયું ? ફલાણાનો કેવો મહાન પુરૂષ બેશી ગુજરી ગયો અને તેનાં વાહલાંઓએ કેમ ખમ્યું !" એવા એવા સરખામણીના વિચારો આપણને દિલાસો દે છે કે મોત સર્વને માટે સરજેલું છે. (ક) એવા વિચારથીજ કહે છે

મરણ જેવાં દુઃખ વેળા સરખામણીની વાર્તાઓ.

કે જ્યારે સૉક્રેટીસને તેનાં શેહેરની સરકારે બીનગુનાહે મારી નાખવા કહાડયો ત્યારે, જ્યારે

તેનાં મીત્રોએ તેને નાસી જવા કહ્યું ત્યારે સૉક્રેટીસે જવાબ દીધો કે "મોતથી નાસીને હું ક્યાં જવાનો છું ?" એટલે "આ દુનિઆમાં આવ્યા છે તે સઘળા મરવાના છે. હું આજે મોતથી બચવા નાસી જઈશ પણ મોત મને કોઈ કાળે પણ છોડવાનું છે નથી માટે બાહાદુરીથી કીર્તિવંત મોતે મરવું બેહેતર છે."

(ખ) લાઇઝીમાકસ નામના કવી માટે પ્લુતાર્ક કહે છે કે તેની એક ઘણી વહાલી મોહરદાર, નામે લાઇડ, મરણ પામી, ત્યારે તે તેણીને માટે ઘણો બળાપો કરતો હતો. તેણે પોતાની મોહરદારને નામે એક શોકદર્શક કવિતા ( Eligy ) લખવા માંડી. તે કવિતા લખી રહ્યો અને તે પોતાની મોહરદારનાં મરણનો ગમ પણ વીસરવા લાગ્યો. તેનું કારણ એ કે તે કવિતામાં તેણે મોટા મોટા મહાન પુરૂષો ઉપર મરણ વિગેરેથી જે મોટાં દુઃખો પડયાં હતાં તેની શોકાતુર યાદ કીધી. એક પછી એક બીજાઓનાં દુઃખોની યાદ કરતાં તેને લાગ્યું કે "અરે! મારાં કરતાં તો ફલાણા ફલાણા મોટા માણસો ઉપર કેવું દુઃખ પડયું! તેનાં દુઃખ આગળ મારૂં દુઃખ તો ઓછું છે." એવી સરખામણીએ તેને બહુ દિલાસો દીધો. બીજાંઓનાં દુઃખો—પછી તે મરણનાં દુઃખો કે બીજાં સાધારણ દુઃખો—સાથ આપણા દુઃખોની સરખામણી આપણું ઘણું દુઃખ વીસરાવે છે.

(ગ) એવા વિચાર ઉપરથી સૉક્રેટીસ કહી ગયો છે કે દુનિઆમાં સઘળા માણસો ઉપર અવાર નવાર દુઃખો પડે છે. તે સઘળાં દુઃખોને જો આપણે જાહેરમાં ખુલ્લાં મુકયાં હોય અને તેઓનો મોટો ઢગલો કર્યો હોય અને પછી તે સર્વને કહ્યું હોય કે "ભાઇઓ! એમાથી તમોને ગમે તે, તમોને જે હલકામાં હલકું દુઃખ લાગતું હોય તે, પસંદ કરો." તો માણસ જાતનો મોટો ભાગ જે દુઃખ તેની ઉપર પડેલું હશે તેજ દુઃખ પસંદ કરી તે ઢગલામાંથી ઉઠાવી જશે, કારણ તે જોશે કે બીજા ઘણીઓનાં દુઃખો તેઓની હાલતે જોતાં કાંઇ જેવાં તેવાં નાનાં નથી, અને નવી પ્રકારના છે.

(ઘ) એવાજ પ્રકારનાં ડીકટીસના નીચલા શબ્દો પ્લુતાર્ક ટાંકે છે કે જે તેણે, ડાન, જેણે પોતાનો વાહલો છોકરો ખોયો હતો તેને, દીલાસો લેવા માટે, બીજાઓનાં દુઃખો સાથ પોતાનાં દુઃખો સરખાવવા માટે, કહયા હતા: "શું તું એમ ધારે છે કે તારા શોકથી કબર ઉપર કાંઇ અસર થશે? અથવા મોતનાં પંજામાંથી તારો છોકરો બચશે? જો તારી ગમગીની કમી કરવાની તારી મરજી હોય તો તું સરખામણી કર અને વીચાર કર કે બીજાઓ કેવા દુઃખી છે."

(ઙ) એવી સરખામણીના વીચારોથી પ્લુતાર્ક પ્રમાણે આરકેડીઆના રાજા સીપસેલ્સની બેટી અને મેસીનીઆના રાજાની બાયડી મેરોપેને, મેસીનીઆના એક બળવા વખતે, જ્યારે તેણીનો ખાવીંદ અને બેટાઓ માર્યા ગયા, ત્યારે હીમત અને દીલાસાના સખુનો પોતાને કહયા, કે "મારા છોકરાઓને મોતે મારાથી છીનવી લીધા છે. હું જે એક પરણેલી જવાન બાયડી હતી તે હાલ વિધવા થઇ છું. પણ હું એકલી નથી કે જેની ઉપર આવું દુઃખ પડયું છે. બીજાઓએ પણ એ પ્રમાણે પોતાના બેટાઓ અને ખાવીંદો ખોયા છે."

આગલા ભલા ભલા ધનેતરોના મરણ પરથી પ્લુતાર્ક એપોલોનીઅસને દીલાસો દે છે કે "પોતાની સુંદર આંખો સાથની પેલી રૂપસુંદરી કયાં છે? લીદીઆ ઉપર જુલમથી રાજ્ય કરનાર ક્રોસસ પાદશાહ કયાંછે? બળવાન મગરૂર ઝર્કસીસ, જે તોફાની દરીઆને એક પુલથી કબજામાં લાવ્યો હતો તે, કયાં છે?" એ પ્રમાણે ભલા ભલા ધનેતરો આ જેહાંનથી ચાલી ગયા છે, તેના દાખલા આપી પ્લુતાર્ક પોતાના મીત્રને દિલાસો દે છે.

(ચ) અઓગમદએચા નામનાં આપણા પુસ્તકમાં એજ પ્રકારનાં વિચારો રજુ કરવામાં આવે છે. એક માણુસ તરેહવાર મુસ્કેલીમાંથી ચાહે તો છુંટી શકે, પણ મોતના હાથમાંથી છુંટી નહી શકે. એ પુસ્તકમાં કહે છે કે "માણુસ ચાહે તો પોતાના માર્ગમાં આડે નડતી ઉંડી ગંજાવર જોશબંધ નદીને ઓળંગી શકે છે. તે ચાહે છે તો માર્ગમાં આડે પડેલા ગંજાવર અઝદાઓ, જેઓ વટેમાર્ગુઓનો માર્ગ બંધ કરી બેઠા હોય છે તેઓનો નાશ કરી આગળ વધે છે. તે ચાહે છે તો રીંછ જેવાં જોહાંનગાર પ્રાણીઓ જેઓ તેનો રસ્તો ઘેરી બેઠાં હોય છે તેનો નાશ કરી આગળ વધે છે. તે ચાહે છે તો રસ્તો ઘેરી બેઠેલા લુતારાઓ અથવા ખુનીઓની સામે થઇ તેઓને મારીને પોતાનો રસ્તો લે છે. તે ચાહે છે તો એક મોટું લસ્કર જે તેનો રસ્તો અટકાવી બેઠું હોય છે તેમાંથી હીંમતથી પોતાનો રસ્તો કરી શકે છે. માણુસ ચાહે છે તો આ સઘળાં સંકટો વટાવે છે, આ સઘળી મુસ્કેલીને દફે કરી શકે છે, પણ તે મોતને અટકાવી શકતો નથી. મોતની સામે થઇ શકતો નથી મોત કોઇ પણ માણસને છોડતું નથી, પછી તે ગમે તેવો બળવાન કાંય નહીં હોય. ઇરાની પાદશાહ કૌશ, જે તરેહવાર યુકતીથી આકાશ તરફ હવામાં ઉડવાને શકિતવાન થયો હતો, અને તુરાની પાદશાહ અફ્રાસીઆબ, જે ચએચસ્ત સરોવર નજદીક જમીનના પાતાળમાં મકાન બાંધી ભરાઇ બેઠો હતો, તેઓને મોતે છોડયા નહીં. પાદશાહ ઝોહાક, જેણે જાણ્યું હતું કે ફરીદુનને હાથે તેનું મોત નીપજશે, તેણે તે મોત તાળવા માટે ગમે તેટલી કોશીશ કરી, ફરીદુનના બાપને મારી નાંખ્યો, તેના રખેવાલને મારી નાંખ્યો, તેને દુધ પાઇ ઉછેરનાર પુરમાય નામની ગાયને મારી નાંખી, તેણે ગમે તેટલા ઉપાયો કીધા, તોપણ મોતે તેને છોડયો નહીં, અને ફરીદુનને હાથેજ તેનું મોત આવ્યું. જો મોત કોઇને છોડતે તો ગયોમર્દને છોડતે, યા હોશંગ જેવા નામીચા પાદશાહને છોડતે. જો મોત કોઇને છોડતે, તો જમશેદ જેવા જગપ્રસીધ પાદશાહને છોડતે, કે જેણે પોતાના દેશમાંથી સુખશાંતીના તરેહવાર ઇલાજોથી બીમારી અને મોતને જાણે હાંકી કાહાડયાં હતા. જો મોત કોઇને છોડતે, તો ફરીદુનને છોડતે, કે જેણે બીમારી માટે દવા દારૂ વીગેરેના સેંકડો ઇલાજો માણુસ જાતના ભલાં માટે સોધી કહાડયા હતાં. પણ એ સગળાંઓને મોતે છોડયા નથી. તેમ તે કોઇને પણ છોડનાર નથી." જો ખોદા કોઇને મોત વીનાનો કરતે તો તે પેગમ્બર જરથોસ્તને કરતે. પણ પેહેલવી પુસ્તકો પ્રમાણે જ્યારે પેગમ્બરે અમરગી માગી ત્યારે અહુરમજદે તેવણુને તે આપવાને ના કહી. તવારીખના એ દાખલાઓ ત્યારે દીલાસો દે છે કે "ભલા ભલા ધનેતરો રાજપાટ, બાદશાહી, દોલત, દમામ, દરજ્જો મેલીને આ દુનિયા છોડી ચાલી ગયા છે તો આપણી અને આપણા ખેશીઓની શી બીસાત ? "

કોઇ પણ જાતના દુઃખ માટે અતી ઘણો ગમ નહીં કરવો જોઇએ તે માટે એવાજ વિચારથી શાહનામા પ્રમાણે શાહ કૈખશરૂ દિલાસો લેછે. તે કહે છે કે "તુર અને શલમ અને ફરીદુન જેવા નામીચા નરો ચાલી ગયા છે તો આપણી શી બીસાત ?"

આપણે સરખામણીથી દીલાસો લેવો જોઇએ કે "કોઇ ઘેર એવું નહીં હશે કે જેણે પોતાનું કોઇ નહીં ને કોઇ વાહલું ખોયું નહીં હોય." બુધીસ્તોમાં

રાઇના દાનાની વાર્તા પરથી ધડો.

"રાઇના દાણાની" વાત ( Parable of the Mustard Seed) એવે નામની એક વાત એવા પ્રકારનો ઘણો અસરકારક દાખલો આપે છે. કીસાગાતમી નામની એક જવાન બાઇ એક તવંગર આદમીના

એક પુરા છોકરા સાથ ધામધુમથી અને ખુશી ખુશાલી સાથ પરણી હતી. તેઓને પેટ એક ઘણો ખુબસુરત છોકરો જન્મ્યો હતો. તે છોકરો ચાલતો થયો કે મરણ પામ્યો. તે પ્યારાં ખુબસુરત બચ્ચાંનાં પ્યારમાં ગાંડી દેવાની બની, તે માતા તે બચ્ચાંને પોતાની છાતીએ દાબી ઘેરે ઘેર ભટકવા લાગી કે "કોઇ આ બચ્ચાંને સારૂં કરવાની દવા આપો." એક બુધીસ્ત ભીક્ષુક તેણીનાં મનની હાલત પામી ગયો અને કહ્યું કે 'બાઇ! તું ગૌતમ બુધ આગળ જા. તે તુંને એની દવા આપશે." તેણી તેની આગળ ગઇ અને કહયુ "ગુરૂજી! મારાં બચ્ચાંને સારૂં થાય એવી કોઇ દવા તમો જાણો છો?" ગૌતમ ખરી હકીકત પીછાણી જઇ બોલ્યો "હા. હું જાણું છું." આગળના વખતમાં એવો રીવાજ હતો કે હકીમને દવા બનાવવા માટે જોઇતાં વસાણાં દરદી પોતે યા તેના મિત્રો લાવી આપે. માટે તેણીએ પુછયું કે "દવા બનાવવા માટે હું શું વસાણા લાવુંજી?" બુધે કહયું કે 'થોડા રાઇના દાણા લેઇ આવ, પણ તે એવા ઘેરમાંથી લાવજે કે જે ઘરમાં કોઇનો દીકરો યા બાપ યા ખાવીંદ યા ગુલામ મરણ પામ્યો નહીં હોય." "ઠીક છે," એમ કહી પોતાનાં બચ્ચાંને છાતીએ મારી તેણી તે દાણા લેવા ગઇ. તેણીની માંગણી પરથી લોકો તુરત તેણીને રાઇના દાણા આપવા લાગ્યાં. પણ જ્યારે તેણી પુછતી કે "તમારા ઘરમાં કોઇ મરણ પામ્યું છે?" ત્યારે કોઇ કહેતું "બાઇ તું શું કહે છે? અહીંતો જીવતાં કરતાં મરણ પામેલાંઓ વધારે છે." કોઇ કહે "અમારો છોકરો ગુજરી ગયો છે." કોઇ કહે "અમારા માય બાપ ગુજરી ગયાં છે." કોઇ કહે " અમારો ગુલામ ગુજરી ગયો છે." એમ ઘરેઘર રખડતાં તો તેણીને માલમ પડયું કે કોઇ પણ ઘર એવું નથી કે જ્યાં કોઇનું કોઇ વાહલું મરણ પામ્યું નહીં હોય. તેથી તેણીના મનની શાન્તી થવા માંડી અને તેણીએ તે બચ્ચાંને અવલમંજલ પોહોચાડયું અને બુધ્ધ આગળ પાછી ગઇ અને કહયું કે "તમો કહો છો તેવું ઘરતો કોયે નથી." ત્યારે બુધે તેણીને આ દુનીઆની નાપાયદારીની વધુ સમજ આપી.

**સિકંદરની આવી વાર્તા.**

સિકંદરના સંબંધમાં પણ એવાજ પ્રકારની વાત કહેવાય છે. કહે છે કે જ્યારે તે ઇરાન અને હીંદુસ્તાન તરફથી પોતાના મુલક ભણી ગયો, ત્યારે બાબીલોન શહેરમાં ઘણો બીમાર પડયો. તેનો તેની માતા ઉપર ઘણો પ્યાર હતો. તેથી તેને આ બીમારી વખતે પોતાની માતા યાદ આવી કે તેણી તેના મરણની ખબર સાંભળી ઘણી હેરાન થાશે. તેથી તેણે મરતાં મરતાં પોતાની વાહાલી માતાને, મરણ બાદ દિલાસો મલે તેવા વિચારથી નીચલી મતલબનું કેહેવાડયું: "મારી માતા! મારાં મરણ બાદ તું શોક ના કરતી. મારાં મરણ બાદ કોઇ નજદીકનાં અવસરે મારી યાદમા જાહેર જમન કરજે અને ત્યાં આખાં ગામને બોલાવજે પણ કેહેવાડજે કે 'સર્વએ મરણના ગંભીર ખાનામાં ભાગ લેવો. પણ જેઓને ત્યાં મરણ થાયું હોય તેઓએ જમવા આવવું નહીં.'' સીકંદરની માતાએ તેમ કર્યું. પછી જોય છે તો ખાનાની વખતે ઘણા જુજ આજમીઓ જમવા આવ્યાં. સબબ કે દરેકનાં ઘરમાં કોઇ અને કોઇ મરણ પામ્યું હતું. આ હકીકત જોઇને તે માતાએ સબુરી પકડી કે મારો સીકંદર મરણ પામ્યો છે, તેમ શેહરમાં હજારો મરણ પામ્યા છે.

ત્યારે આપણે, આપણી ઉપર કોઇ અતલગના વાહલાંનાં મોતનું દુઃખ એકાએક આવી પડે તો તે હિમતથી સહન કરવાને તૈયાર રહેવું જોઇએ.

યુરીપીડીસના શબ્દો. આવાં અથવા એ પ્રકારનાં કોઇ પણ દુઃખો માણુસ ઉપર કોઇ પણ ઘડીએ આવી પડે એ સંભવીક છે, માટે તે હિમતથી ખમવાં જોઇએ. આ માટે યુરીપીડીસ પોતાનાં એક બોલનારનાં મોહમા નીચલા શબ્દો મુકે છે. "દાનાવોથી મેં આ ઘણી ઉમદા શીખામણ સાંભળી છે કે દુઃખ માટે, ચીંતા અથવા ધાસ્તી વીના, વિચાર કરતાં રહેવું. મારા ચિંતન કરેલા વીચારો હંમેશાં મરણુ ઉપર આતો દેશનીકાલ હાલત ઉપર વિચાર કરતા રહે છે. દુઃખોની અગમચેતીના વિચારો મારા મનને રોકી રાખે છે, કે તેથી જ્યારે પણ દુઃખ આવી પડે ત્યારે તે આપણુને બચાવ વગરની, તૈયારી વીનાની હાલતમાં જુએ નહીં. દુઃખ જો કે છુપાયલું પડેલું હોય છે, તો પણ જ્યારે તે આવી પડશે ત્યારે કદાચ મારો જાન લેશે, પણ મારી ઉપર તૈયારી વગરની હાલતમાં અચંબા તરીકે આવી પડશે નહીં."

(ક) પોતા ઉપર એકાએક આવી પડતાં દુઃખ માટે માણુસે તૈયાર રેહેવું જોઇએ, એવા વીચારથીજ એનેકઝેગોરસે પોતાના વાહલા બેટાના એકાએક નીપજેલાં મરણુની ખબર શાંતપણે સાંભળી હતી.

મરણુ માટે ઓછો શોક. કાઇક વાર્તાઓ.

એ ફીલસુફ, જે યુરીપીડીસ અને પેરીક્લીસનો ઉસ્તાદ હતો તે, એક દહાડે પોતાના ચેલાઓને કુદરતી બનાવોની ફીલસુફી સમજાવતો હતો. તેવામાં તેના બેટાના મરણુની ખબર આવી. ત્યારે તેણે પોતાના સાંભળનારાઓને ઠંડે પેટે કહયું કે "I know that I begot my son mortal" એટલે "હું જાણુતો હતો કે મેં એવા છોકરાને જન્મ આપ્યો હતો કે જે મરણુને પાત્ર હતો." તેની કહેવાની મતલબ એ "કે મારો છોકરો જન્મ્યો ત્યારથી હું જાણુતો હતો કે તે કોઇ દીવસે મરણુ પામવાનો."

(ખ) ઝેનોફેનટીસ નામના એક ફીલસુફ માટે કહે છે કે તે ફુલનો હાર (ખુશાલીની નીશાની તરીકે) પેહેરીને દેવતાઓની ક્રીયા કરતો હતો, તેવામાં પેગામ આવ્યો કે તેનો છોકરો લડાઇમાં માર્યો ગયો છે. તેણે પોતાને માથેથી ફુલનો હાર કહાડી નાખ્યો અને પુછ-પરછ કીધી કે તેનો છોકરો કેવી રીતે માર્યો ગયો? તેને કેહેવામાં આવ્યું કે "લડાઇમાં તે ઘણી બહાદુરીથી લડતાં લડતાં મુઓ અને મરવા આગમચ તેણે હીમતથી ઘણા દુશ્મનોના માણુસોને મારી નાખ્યાં હતાં." એ શબ્દો સાંભળી ખુશી થઇ તેણે પાછો હાર પેહેર્યો અને કહયું કે "મારા દેવતાઓ પાસે હું એવી દુઆ ગુજારતો નહીં હતો કે મારો છોકરો અમર થાય અથવા લાંબી જીંદગી ગુજારે, કારણુ કે તે (લાંબી જીંદગી યા અમરપણું) તેને માટે (છોકરા માટે) ભલું છે કે નહીં તે જણાયલું ન હતું. પણ હું એવી દુઆ ગુજારતો હતો કે તે પોતાની વર્તણુકના નીયમોમાં પ્રમાણીક નીવડે અને પોતાના દેશને ચાહનાર નીવડે, અને હવે મારી તે મોરાદ બર આવી છે." ઝેનોફેનટીસનાં જેવા વીચારથીજ આતશની નીઆએશ પ્રમાણે એક અસલી ઇરાની દુઆ ગુજારતો અને હાલનો જરથોસ્તી પણ ગુજારે છે અને એક લાંબી જીંદગીવાલા કરતાં કીર્તીવંત ફરજંદ વધુ માંગે છે. તે એવું ફરજંદ માંગે છે કે "જે પોષણ કરનારું, જાતી અકકલવાળું, દેશ ઉપર હકુમત

ચલાવનારૂં, અનજુમનનાં કારોબારમાં ભાગ લેનારૂં, કદાવર, સારી આબરૂવાળું, મુશકેલી તાલનાર, પેહેલવાન જેવું, જે કુટુંબને, ખાનદાનને, ગામને, દેશને, અને દેશની હકુમતને કીર્તીવંત કરે." ત્યારે આવા સદ્‌ગુણોથી ખાલી લાંબી ઉમર કરતાં આવા સદ્‌ગુણો સાથની ટુંકી ઉમર ભલી.

(ગ) અસકાઇનીસ નામનો લખનાર ડીમોસથીનીસને ઠપકો આપે છે કે તેની વાહલી એક પુરી બેટીના મરણને હજુરતો સાત દીવસ નહીં થયલા, તેટલામાં તે સફેદ પોષાક અને ફુલના હાર પેહેરી શેહેરની એક ધર્મ ક્રિયામાં સામેલ થયો. પણ પ્લુતાર્ક ડીમોસથીનીસનો બચાવ કરે છે, કે તેને ઠપકાને બદલે સાબાશી ઘટે છે, કે પોતાના દેશની સેવા અને મોહબતને તેણે પોતાની લાગણીઓ ઉપર ફાવવા દીધી.

એ સઘળી લંબાણુ તપાસ ઉપરથી ત્યારે દીસે છે કે મરનાર વાહલાંઓ માટે ઘણો શોક કરવો વાજબી નથી.

શોક નહીં કરવા બાબે સબબો. ૧. મોત કદાચ મરનારનાં ભલાં માટે.

પેહેલો સબબ તો એ દીસે છે કે એક રીતે જોતાં આપણાં નેક ભલાં વાહલાંઓ માટેનો શોક તેઓનાં ભલાં માટે નથી. મરનારથી આપણે જે ફાયદો મેલવતા હતા તે ફાયદો ગુમ થવા માટે છે, પણ મરનારે કોઇ ફાયદો ગુમાવ્યો હોય તે માટે નથી. મરનારને તો કદાચ મોતથી સામો ફાયદો થનાર હોય માટે તે માટે અણઘટતો શોક કરી કદાચ આપણે મરનારના ફાયદાને આડે આવતાં કહેવાઇએ.

૨. કદાચ અંત્યંત શોક સ્વાર્થી.

આપણા વાહલાંઓની જુદાઇ માટે આપણે જે વીલાપ કરીએ છીએ, તે એક રીતે આપણા સ્વાર્થ માટે છે. તેઓની હૈયાતીમાં ખુદ કેટલીક વાર એમ બને છે. એક ડાહયો દીકરો પોતાનાં ભવિષની બેહેતરી માટે બાહેરગામ જાય છે, ત્યારે પણ મા બાપ કેટલીક વાર રડે છે કે "દીકરા તું અમારી પાસેજ રહે. આપણે નીમક ને રોટલી ખાઇશું પણ સાથે રહીએ." પોતાથી જુદાઇ નહી ખમાએ તે માટે તેઓ એમ આગ્રહ કરે છે. પણ તે બેટો જો હીંમતથી બાહેર જાએ છે, તો તેનો દરજ્જો વધે છે. તેનું ભવિષ ખીલે છે. જો પોતાના વાહલાંઓને જુદાઇનો ગમ નહીં લગાડવા તે બાહેરગામ જાય નહીં, તો તેની બેહેતરી થાય નહીં. એજ પ્રમાણે મરણ માટે સમજવું. એક ભલો, નેક, ધર્મી, ફરમાન બરદાર બેટો મરણ પામે તો તેના મા બાપ, તેની મોહોરદાર, તેના બચ્ચાં, તેના મિત્રો રડે કે તે અમોને દુઃખમાં, જુદાઇમાં, ગીરફતારીમાં નાખી ગયો. પણ તે ભલો અને નેક હતો, તે સદ્‌ગુણી અને ભલી વર્તણુકનો હતો તેથી કદાચ ખોદાતાલાએ તેનો દરજ્જો પેલી જેહાનમાં ચઢતો કરવા માટે, તેની હાલત બુલંદ કરવા માટે, તેને પોતા સન્મુખ બોલાવ્યો હોય. ત્યારે આવા દાખલામાં વાહલાંઓનો ગમ આપસ્વાર્થી કેહેવાય અને તે ખુદ મરનારના ભલા આડે આવનારો ગણાય. તેની હૈયાતી લાંબી કરવાને ઇશ્વરે જે ઉપાયો આપ્યા હોય, તે અલબત્તે સર્વ વાપરવા જોઇએ, કે તેથી જો તેની તે હૈયાતી ઈશ્વરની મેહેરબાનીથી લાંબી રહે તો તેને ભલાઇના માર્ગમાં વધુ પગલાં ભરવાને જોગવાઇ મળે. પણ જો એમ કરવા છતાં પણ તેનું મોત નીપજે તો તે "ખુદ ખુદાનો હુકમ છે," એમ માની સબર અખત્યાર કરવી દુરસ્ત છે. આપણે ધારવું કે તેની ભલાઇના બદલામાં, તેની હાલત વધુ બેહેતર કરવા માટે, ખોદાએ તેને બોલાવી લીધો હશે.

પ્લુતાર્કનો સવાલ. લીશીઅન લોકોનો રેવાજ.

એવા વીચારો ઉપરથીજ પ્લુતાર્ક સવાલ કરે છે કે "જેઓ અકાળ જવાન વયે મરી જાય છે તેઓ માટે લોકો જે શોક કરે છે તે શોક કોણુને ખાતર કરે છે, પોતાને ખાતર કે મરનારને ખાતર? તેઓ પોતાને ખાતર શોક કરતાં હોય કે તેઓ મરનારની સંગતથી જે ખુશી મેળવતાં હતાં તે સઘલી જતી રહી છે, અથવા તો જે લાભ અથવા આસરો તેઓ પોતાના બુઢાપામાં તેઓ તરફથી મેળવવાની આશા રાખતાં હતાં તે લાભ અને આસરો હવે જતો રહ્યો; એ પ્રમાણે તેઓ જો પોતાને માટે મરનારના મરણથી શોક કરતાં હોય તો, પોતાના જાતી ભલાંને માટે, ખુદ પોતાના સ્વાર્થને માટે તેઓ શોક કરતાં ગણાય. કારણ કે એ પરિણામ ઉપરથી ત્યારે એવું દીસે કે તેઓ જેટલાં પોતાને ચાહે છે અને જેટલું પોતાનુંજ ભલું ચાહે છે તેટલાં મરનારને ચાહતાં નથી. પણ અગરજો તેઓ ખુદ મરનારને ખાતર શોક કરતાં હોય તો જો તેઓ ફક્ત આ વીચાર કરશે કે મરણથી મરનાર કોઇ એવી હાલતમાં ગયું છે કે જ્યાં તેની ઉપર કંઇ દુઃખ, નામોશી, યા આફત પોહોંચવાની નથી તો તેથી તે શોક કમી થઇ જશે.

મરણ માટે ઘણો શોક ગેર વાજબી છે અને મરદોને તો તે ખચીત છાજતો નથી. એવા વીચાર ઉપરથીજ કહે છે કે લીશીઅન લોકોમાં એક એવો રીવાજ હતો કે મરદો જ્યારે કોઇ મરનાર માટે ઘણો શોક યા રડણ કરવા માગતા હોય, ત્યારે તેઓએ ઓરતનો પોષાક તેટલો વખત પેહેરવો.

ફીરદોસીના શબ્દો.

સોરાબનાં દાસ્તાનની શરૂઆતમાં ફીરદુશી મોત માટે જે કહે છે તે મોતને માટે આપણે જે આગળ બોલ્યા છીયે તે સઘળાંને સામટી રીતે રજુ કરે છે. "અગરજો એક ખુણામાંથી જોસબંધ પવન ફુંકે અને એક કાચી નારંગીને જમીન પર નાખે તો તું તે પવનને જુલમી કહેશે કે ઇનસાફી કેહેશે, હુનરમંદ કહેશે કે બીનહુનર કહેશે? અગરજો મોત ઇનસાફી હોય તો તેમાં ગેરઇનસાફ શું છે? મોતને માટે આ સઘળી બાંગ અને ફર્યાદ શાની? જીંદગીના આ ભેદથી તું વાકેફ નથી. આ પરડા પાછળ શું છે ને તું પામી શકતો નથી. મોતના લોભી ( એટલે સઘળાંને પોતાના સપાટામાં લેનાર ) દરવાજા આગળ સઘળાંઓ ગયાં છે. કોઇ પણ શખ્સ સામે એ દરવાજો બંધ થયો નથી. જો મરણથી તુંને બેહતર જગ્યા મળવાની હોય, જો મોતથી તુંને બીજી દુનયામાં આરામ મળવાનો હોય, તો દલેર અને જવાન મરદોએ મોતની પોતાના મનમાં વખાણ કરવી જોઈએ (એટલે તેને આવકારદાયક ગણવું જોઇએ) અને નહીં કે દલગીર થવું જોઇએ. અગરજો એક આતશને સળગાવ્યો હોય અને તેથી તે બળવા માંડે તો તેના બળવાથી અજબ થવાનું કારણ નથી. જ્યારે તે સારી પેઠે બળવા માંડે છે ત્યારે તે જેમ એક કુમળા રોપાને તેમ એક જુના બીમાંથી ઉગેલા જુનાં ઝાડને બાળી નાંખે છે. ભયંકર આગની માફક મોતનો દમ, શું જવાન કે બુઢા કોઇની ચીંતા કરતો નથી. જ્યારે ફક્ત બુઢાપોજ કાંઇ મોતનો સબબ નથી, ત્યારે દુનિયામાં જવાનોને મોજ શું હોય? (એટલે તેઓએ મોજમાંજ ચકચુર નહીં રેહવું કારણ મોત જેમ ઘરડા તેમ જવાનોને પણ ઘસડી લઇ જાય છે). જ્યારે કજાના ઘોડા ઉપર મોત સેતાબ આવી પોહોંચે છે ત્યારે આ જેહાં-નથી પસાર થવામાં ખોટી કાંઇ રેહેતી નથી. તું જાણ કે મોત એક જાતનો ઇનસાફ છે, ગેરઇનસાફ નથી; અને જ્યારે ઇનસાફ તારી આગળ આવી પોંહોંચે છે ત્યારે ફરીયાદ કરવાનું કાંઇ કારણ નથી. જો તું તારી દીનમાં (તારા એકીનમાં) કાંઇ ખલલ કરવા નહીં માંગતો હોય તો અજલ અને બુઢાપો એ બેઉને એક સરખાં ગણ, જો તારૂં દીલ ખોલ

પરના વીશ્વાસના ખજાનાથી ભરેલું હોય તો મોત માટે ખામોશી અખત્યાર કરવી સારી છે. કારણ કે તું ખોદાનો ફરમાન બરદાર બંદો છે. (સખુરી પકડી) ખોદાતાલાની પરસ્તેશ અને બંદગી અખત્યાર કર અને છેવટના દહાડાને ધ્યાનમાં રાખી સઘળાં કામો અખત્યાર કર. જ્યાં સુધી દેવે તારા જાનને ભમાવ્યો નહીં હોય ત્યાં સુધી જાણું કે ખોદાના એ કામનો ભેદ તુંને ખબર નથી."

**૩. ઘણા શોકથી મરનાર દલગીર.**

મરણ બાદ ઘણો શોક નહીં કરવાનો ત્રીજો સબબ જે એક રીતે આગલા સબબ ઉપરથીજ ઉભો થાય છે તે એ છે કે તે શોકથી ગોયા મરનાર પોતે દલગીર થાય છે.

પેહેલવી પુસ્તક અરદાએ વીરાફ નામામાં, મરણ બાદ, અત્યંત શોકને નારવા ગણ્યો છે. ત્યાં કહે છે કે મરનાર પાછળ ઘણાં આંસુ રેડવાથી તે મરનાર સામું દલગીર થાય છે. પેલી દુનિઆના તેના માર્ગમાં આંસુની જાણે એક મોટી નદી તેને નડે છે. જેમ તેના ખેશીઓ તેની ભલી અને પવીત્ર યાદને બદલે તેની પાછળ ઘણું રડણ કરે તેમ તે મરનારના માર્ગમાં આડે ગોયા આ મોટી નદી ઓળંગવાની નડે છે. એટલે કે ત્યારે જો તમો મરનારનું ભલું ચાહતા હો તો તેના મરણ માટે ઘણો શોક ના કરો.

**૪. આપણી ખુશાલ હાલતથી મરનાર ખુશી.**

આપણા મરનાર વાહલાંઓ પોતાની હૈયાતીમાં આપણને ખુશી જોઇ ખુશી થાતાં. અને આપણને દલગીર જોઇ દલગીર થાતાં. આપણને આપણા કામમાં ગુંથાયલાં જોઈ આનંદ પામતાં. આપણે કામથી દુર રહી ચિંતામાં રેહેતાં તો તેઓ ચિંતાતુર થતાં. આપણે આપણી આજુ બાજુઓના ભલાંમાં પછી તે આપણી શકતી પ્રમાણે ગમે—તેટલી નાની હદમાં કાંએ નહીં હોય—રોકાતાં તો તેઓ મગન થાતાં. આપણી કીર્તીમાં તેઓ ભાગ લેતાં. આપણા દુઃખમાં દીલસોજી દેખાડતાં. ત્યારે તેઓના મરણ બાદ આપણી શું ફરજ છે? તેઓને ખુશી રાખવા કે દલગીર રાખવાં? અલબત્તે ખુશી રાખવાં. ત્યારે જો તમો દલગીર રેહેશો, રડયા કરશો, યા શોક કરશો તો તેઓ તમોને એમ દલગીર અને ચિંતાતુર જોઇ પોતે દલગીર થાશે. જો તેઓ તમોને ખુશી જોશે તો જેમ મરણ આગમચ તેમ મરણ બાદ તેઓ ખુશી થાશે. જેમ તેઓના મરણ આગમચ તમોને ભલાં કામમાં ભાગ લેતાં જોઇ તેઓ ખુશી થતાં તેમ મરણ બાદ પણ તમોને ભલાં કામમાં ભાગ લેતાં જોઈ તેઓ મગન થાશે. તેઓની હૈયાતીમાં તમો ભલી ભલાઇમાં ભાગ લેતાં હતાં, આજુબાજુનાઓનાં ભલાંમાં કાલજી લેતાં હતાં. પણ તેના મરણથી તમો તેમ કરવાનું મુકી દો તો તેઓ સામા દલગીર થાય કે "અમારે લીધે આજુબાજુનાઓનું ભલું થાતું અટકી ગયું."

**એ બાબે પ્લુતાર્કના સખુનો.**

પ્લુતાર્ક પોતાના મીત્રો એપોલોનીઅસને ત્યારે એજ વીચારથી દીલાસો દે છે કે "જયારે તારો છોકરો આપણી વચ્ચે જીવતો હતો ત્યારે તે તુંને અથવા પોતાની માયને જરાક પણ દલગીર જોઇને પોતે દલગીર થયા વીના રહેતો હતો નહી ત્યારે હવે, જયારે તે ફીરેસ્તાઓ વચ્ચે, તેઓની સંગતમાં મગન રેહેતો હશે, ત્યારે ત્યાંથી તુંને એ પ્રમાણે દલગીર જોઇ તે ઘણો નાખુશ થતો હશે. માટે તું તારો આગલો ખુશ સ્વભાવ લે, અને જીદગીનાં કામકાજમાં ચપળ ભાગ લેતો થા કે તેથી તારા મરનાર દીકરાનું રૂહ ખુશી થાશે અને હમો કે જેઓ તારાં ભલાંમાં કાળજી લઇએ છીએ, તેઓ પણ ખુશી થઇશું."

પ્લુટાર્કના કહેવા પ્રમાણે પ્લેટો કહે છે તેમ એક દલગીરીને દુર કરવાનો સૌથી સારો ઉપાય એ કે આવી પડેલાં દુ:ખ વેળાએ તે દુ:ખને ટાળવાનો વીચાર કરવો. એક પાલનહાર બાપ ગુજરી ગયો હોય, તો તેનો છાયો માથેથી જતો રહયો, તેને માટે બેશી રડયા કરવામાં કાંઇ સાર નથી. પણ હવે તેની તરફનાં પાળણની ગેરહાજરીમાં પોતાના અને કુટુંબના પાળણ પોષણ માટે શું ઉપાય લેવા, તેના માર્ગો શોધવા. તમોને ધંધે લાગેલા, ઉપોગી થયલા, કોઇને પારકે આધારે નહી પડેલા જોઇ તમારા મરનાર પોતાનું રૂહ ખુશી થાશે. એજ પ્રમાણે બીજા ખેશીઓનાં બાબમાં, તે ખેશીનાં મરણથી તમોને જે બાબદમાં ગોડો લાગયો હોય, તેનો ઇલાજ કરવા ઉપર ધ્યાન આપો. આપણા બુજર્ગોનો રેવાજ છે કે મરનાર ખેશીઓની બાજને દીને નવજોત યા લગન જેવાં ભલાઇનાં કામો કરવાં. તે એવાજ વીચારથી છે, કે દલગીરી અને શોકથી નહીં, પણ ભલાં કામોથી મરનારનાં રવાંનો ખુશી થાય છે. ઇનશાનેનાં ૧૬મા હામાં જણાવે છે કે મરનારનાં રવાંનો અશોઇનાં કામોથી ખુશી થાય છે. ત્યાં કહે છે કે "અશોઇના ચળકતાં કામોને અમો વખાણીએ છીએ કે જેથી ગુજરેલાંના રવાનો ખુશી થાય છે."

પ્લેટોની શિખામન. દુ:ખને ટાલવાનો વિચાર. અશોઇના કામો.

કુટુંબના કોઇ આસામીના મરણ વખતે શાંત મન, સબુરી અને હીંમત જાળવી રાખવાની ફરજ કુટુંબના ઘર ધણીઆણી ઉપર વધુ આવી પડે છે. આવા અસાધારણ વખતે જો તેણી ગમમાં ગંભીરપણું, મધ્યમપણું અને મોટું દીલ જાળવી રાખે છે તો ઘરનાં સર્વ નાનાં, મોટાં, ગંભીરાઇ અને મધ્યમપણાં સાથ કુટુંબ ઉપર પડેલાં દુ:ખનો ફટકો ખમી શકે છે. એ બાબે પ્લુટાર્કની બાયડીનો દાખલો ઘણીક બાઇઓને નકલ કરવા જોગ છે. તેઓનો શારોન નામનો વાહાલો દીકરો ગુજરી ગયો હતો. તેની ખબર પડતાં પ્લુટાર્ક, જે તે વેલાએ બાહેર હતો, તે પોતાના કેટલાક મીત્રો સાથ ઘરે પાછો ફર્યો. ઘરે આવતાં તે મીત્રોએ જોયુ કે ઘરમાં સઘળો કારોબાર બ્યવસ્થા પ્રમાણે હતો, અને સર્વ રીતે ગંભીર ચુપકીદી ઘરમાં ફેલાયલી હતી. તેથી બીજી યુનાની સ્ત્રીઓ આવી વેળાએ જે શોરબકોર અને ગભરાટ કરી નાખતી હતી, તે ઉપરથી પ્લુટાર્કના મીત્રોએ ધાર્યું કે પ્લુટાર્કના બેટાના મરણની ખબર ખોટી હશે. પણ જ્યારે તેઓએ જાણ્યુ કે નહીં, તે ખબર ખરી હતી, ત્યારે તેઓ પ્લુટાર્કની બાયડીની આવે પ્રસંગની હીંમત અને સબુરી જોઇ તારીફ કરવા લાગ્યા. પ્લુટાર્ક એ બાબે પોતાની બાયડીને તેણીની તારીફ કરીને લખે છે કે "બીજી બાયડીઓ પોતાના બચ્ચાંને પોતાની છાતીએ વળગાવી કદી ધવરાવતી નથી અને અવાર નવાર જાણે રમવાના રમકડાં હોય તેમ પોતાનાં બચ્ચાંને ફકત રમાડવા હાથમાં લેઇ આયાઓને સોંપી દીએ છે, પણ જયારે તે બચ્ચાં મરી જાય છે, ત્યારે અસાધારણ શોર બકોર અને શોક અને રડણ કરે છે, ત્યારે તું, જે તારાં બચ્ચાંને પોતાની છાતીએ ધવરાવે છે અને તેઓને માટે કેટલીક વેદના અને પીડા ખમે છે તેને તેઓનાં મોત વખતે ઘણુંજ લાગવું જોઇએ. તું એવી વખતે ગંભીર સબુરી અને હીંમત જાળવી રાખે છે એ ખચીત સ્તુતીપાત્ર છે."

આવી વખતે સ્ત્રીઓએ જાળવવી જોઇતી સાન્તી. પ્લુટાર્કની બાયડીનો દાખલો.

*૫. ઘણો શોક વધુ દુઃખ લાવે છે.*

વળી કોઇના મરણ બાદ શોક નહી કરવાનો વધુ સબબ એ છે કે ઘણો શોક સામાં નવાં દુઃખ લાવે છે. આપણે ઘણીક વાર આપણી પારસી બાઇઓને બીજી દુઃખી બેહેનપણીઓને દીલાસો દેતી સાંભળીએ છીએ કે "માએ ! હવે ઘણું રડવું સારૂં નથી. તારાં જે વાહલાં-ઓ છે તેને જી માંગીને ખોદા પર સબુરી પકડ." એમ દીલાસો દેઇ તેઓ પેલી દુઃખી બાઇને ધારતી અને ચીંતા આપે છે કે ઘણું રડવુ અને શોક કરવાથી કુટુંબમાં પાછો બીજો માઠો બનાવ બનવાની ધાસ્તી રહે છે. આપણે ઘણીક વાર કોઈ બાઇના મોહમાંથી આવા સખુનો સાંભળીએ છીએ કે "ફલાણાના ઘરમાંથી આંસુઓ સુકાતાંજ નથી." આ કેટલીક હદે ખરૂં છે.

*એક ફીલસુફે રાણી આરસીનાને દીધેલી શીખામણ.*

પ્લુટાર્ક પ્રમાણે આપણે જોઇએ છીએ કે એક ફીલસુફે રાણી આરસીના, જે ઇજીપ્તના તાલેમી પેહેલાની છોકરી અને થ્રેસના રાજા લાઇઝીમેકસની બાયડી હતી, તેને એજ પ્રમાણે દીલાસો દીધો હતો. આપણે જાણીએ છીએ કે દરેક સદ્ગુણો ઉપર અથવા દુર્ગુણ ઉપર એક યજદ અથવા દેવ, એક સારી શકિત યા બુરી શકિત, મવકકલ છે. જે ચોકસ યજદનો સદ્ગુણ તમો ધરાવી તેને ખુશનુદ કરો છો તે સદ્ગુણની તે યજદ બદલા તરીકે તમો ઉપર વધુ મેહેરબાની કરે છે. મેહેર યજદ સચ્ચાઇ, પ્રમાણીકપણું, કોલની ઉસ્તવારી એ સદ્ગુણ ઉપર મવકકલ છે. એ સદ્ગુણો અખત્યાર કર્યાથી તમો એ યજદને ખુશનુદ કરો છો. તેના બદલામાં તે તમોને શું બદલો આપે છે ? તે તમોને વધારે સાચ્ચા અને વધારે પ્રમાણીક કરી અને કોલ ઉપર વધારે ઉસ્તવાર રેહેવાને વધારે નેક તોફીઅત બક્ષી, ખોદાના માર્ગ ઉપર ચલાવી બેહેસ્તી બનાવે છે. આપઅખત્યાર પાદશાહી મનના હવશો અને મોજો ઉપર કાબુ વીગેરે, એ શેહેરીવર અમશાસપંદને સદ્ગુણો છે. આવા સદ્ગુણો અખત્યાર કરવાથી તમો તે અમેશાસપંદને ખુશનુદ કરો છો. તેના બદલામાં તે અમશાસપંદ તમોને તે સદ્ગુણો વધારે અખત્યાર કરવાની વધુ નેક તોફીએત બક્ષી ખોદાઇ રાહ ઉપર ચલાવી બેહેસ્તી કરે છે. એજ પ્રમાણે દુર્ગુણો ઉપર મવકકલ દેવોના બાબમાં સમજવું. તમો ઘણો ગુસ્સો અથવા અદેખાઇ અથવા એવો કોઇ દુર્ગુણ ધરાવશો તો તેથી અએશમ દેવ, જે ગુસ્સાનો દેવ છે, તે અથવા રેસ્ક અથવા અદેખાઇનો જે દેવ છે તે એક રીતે ખુશનુદ થાશે. તે ખુશનુદીનો બદલો તે તમોને આપશે અને જે તેના હાથમાં અથવા તેની શકતીમાં હશે તે આપશે. એટલે તે ગુસ્સો અથવા અદેખાઇનો દેવ છે તેથી તે તમોને વધારે અને વધારે ગુસ્સો અને અદેખાઇ આપશે.

એજ પ્રમાણે અત્યંત દલગીરી, ગમખારી અથવા શોક ઉપર ગોયા એક બુરી શકતી અથવા દેવ છે. તેને આપણા પુસ્તકોમાં સરશોક દેવ કહે છે. ઘણો શોક અને ગમ એ તે દેવને પસંદ છે. માટે તમો જેમ ઘણો શોક, ઘણો ગમ કરશો તેમ તેથી તે તમારી ઉપર ખુરબાન અને ફીદા થાશે અને તમોને તેના બદલામાં, જેમ પેલા યજદો આપતા હતા તેમ પોતાના હાથ અને શકતી હેઠળની ચીજ એટલે ગમ અને શોક આપશે એક મરણથી તમારાં આંસું હજુ સુકાયાં નહીં હશે, તેટલામાં બીજું મરણ નીપજશે. એક દુઃખ નરમ નહી પડયું કે બીજું આવી પડશે કે તેથી પેલો દેવ તમોને ગોયા શોક અને ગમ અને દુઃખનો બદલો આપતો રેહે.

પેલા ફીલસુફની આ દલીલે, પ્લુટાર્ક કહે છે કે, રાણી આરસીનાને બીદાર કીધી અને તેણીએ પોતાના વાહાલા બેગાનો ઘણો ગમ મુકી દીધો. તમો જો તમારા એક વાહાલાંના મરણથી દુઃખી થયા હો અને ઇચ્છતાં હો કે હવે વધું દુઃખી નહી થાઓ, તમો જો ઇચ્છતાં હો કે હવે તમારાં જીવતાં વાહાલાંઓને ખોદા લાંબી જીંદગી આપે, તો તે મરનારની ગંભીર યાદ મનમાં તાજી રાખી, શોક મેલી દઇ તમારા કામ ઉપર લાગો. જો તમો તેમ નહી કરશો અને રડતાં અને રડતાંજ રેહેશો તો ઘેરનાં બીજાં કુટુંબીઓના મન ઉપર હંમેશાં ઉદાસી અને ધાસ્તી અને દલગીરીનો છાપ નાંખશો અને મનનાં દુઃખ, તનનાં દુઃખ ઉત્પન્ન કરી શકે છે. તેથી જીવતાં વાહાલાંઓમાંના કોઇને ઉદાસીથી બીમાર કરશો. તે બીમારી કદાચ તેઓનુ મરણ લાવશે. તે ત્યારે તમોને શોકમાં ચાલુ ગીરફતાર કરશે.

વળી આપણા અતલગનાં વાહલાંઓના મરણ વેળાએ એક બીજા વીચારથી આપણે દીલાસો લેવાનો છે. તે એ છે કે મરનાર અને આપણ ૬. હમેશગીમાં હૈયાત ખેશીઓ વચ્ચેની જુદાઇ કાંઇ જાથુકની નથી. આપણુ સર્વને પિછાણ. એક વખત મરવું છે, માટે આજે નહીં તો કાલે, આપણે તે મરનારની સંગતમા પાછા જઇશું. આપણા સર્વ વાહાલાંઓને આપણે પાછાં મળીશું. રડવાથી યા શોક કરવાથી મરનાર આપણી આગળ આવી આપણને મલશે નહી. કોઇ વખતે આપણે મરનારની આગળ જઇ તેને મળીશું. આપણુ અને તેઓ વચ્ચેની જુદાઇ ફક્ત થોડા વખતની છે, એવા મકકમ વીચારથી આપણે શંતોષ લેવો જોઇએ. આપણા પ્રીન્સ ઓફ વેલ્સ (એડવર્ડ) ના વડા ગાદીવારેસ બેટાના મરણ વેળા, તેનાં ધર્મ ગુરૂએ પોતાની એક વાએજ, જે હંમેશગીમાં પીછાન (Recognition in Eternity), એવા નામથી પ્રગત કરી છે, તેમાં તેને એજ બાબદ હાથ ધરી દીલાસો દીધો છે, જે મરનારની જુદાઇ માટે આપણે વીલાપ કરીએ છીએ તે મરનાર આપણાથી હમેશા માટે જુદું પડયું નથી, એક વખત આવશે, જયારે આપણે તેને પાછા મળીશું.

મને એક ભલા મીત્રએ લાગણી સાથ પોતાના એક મરનાર બાળકની સબી તરફ આંગળી દેખાડી કહેલા આ સખુનો મને યાદ છે કે "જયારે હું બીમારીને બીછાણે પડું છું, ત્યારે મારાં વાહાલાંઓને છોડી જવાના વીચારની દલગીરી વચ્ચે મને આવા વીચારથી મોટો દીલાસો મળે છે કે જયારે હું મરી જઇશ ત્યારે મારાં આ મરનાર વાહાલાં બચ્ચાંને પાછો મળવા પામીશ." પણ યાદ રાખવું જોઇએ કે મરનાર જેવાં ભલાંની સંગતમાં જો તમો તમારાં મરણ બાદ જવાં માગતાં હો, જો તમારાં મરણ બાદ તમારાં ભલાં ખેશીઓને તમો મળવા ઇચ્છતાં હો, તો તમોએ પણ ભલાં થવાની કોશીશ કરવી જોઇએ. ભલાંઓ ભલાંઓનીજ સંગત કરે છે. માટે જો ભલાં અને નેક નીવડી આ દુનીઆથી કુચ કરશો તો તમો તમારા ગુજર પામેલાં ભલાઓ સાથે મેળાપ કરવાને શકતીવાન થશો. જો તમો બુડાં નીવડશો તો અરદાએ વીરાફ નામા પ્રમાણે તમારાં ભલાં ગુજરેલાં વાહાલાંઓની સંગત પામશો નહીં.

વળી આપણાં મરનાર વાહાલાંઓ, જેઓ જયારે હૈયાત હતાં ત્યારે આપણા ભલાંમાં

ભાગ લેતાં, આપણા સારાંથી પોતે રાજી થાતાં અને આપણા માંઠાંથી પોતે દલગીર થતાં. તેઓ અને આપણા વચ્ચેનો સંબંધ તેઓના મરણથી હંમેશાં તદ્દન તુટી જતો નથી. એક ભલો માણસ જે આજે પોતાના વહાલાંઓનાં—દાખલા તરીકે પોતાના વહાલાં ફરજંદોનાં—સુખ દુઃખમાં ભાગ લેતો હતો. તેઓનાં ભલાં માટે કાલજી રાખતો હતો, તેઓનાં સારાંમાં ભાગ લેતો હતો, તે કાલે મોતના ફટકાનો ભોગ થઇ પડયાથી શું તે સઘળી મોહબત-ભરી લાગણીઓ ભુલી જાય? એક માણસ જે પોતાના મોતની છેલ્લી ઘડી સુધી પોતાનાં એક વહાલાં માટે ફીકર ભર્યો અને કાલજીમંદ હોય, જેનું મોત જેટલું તેને પોતાને માટે ધારતી ભયું નહી લાગતું હોય તેટલું, તે વાહાલાંનું હવે પછી શું થાશે તેને માટે, ધારતી ભર્યું થઇ પડતું હોય, તે માણસ શું મોત બાદ તે વાહાલાં માટેની કાળજી અને મોહબત તદ્દન ભુલી જાય? જેઓનાં ભલાં અને સારાં માટે તેણે પોતાની જીંદગીમાં જેહમત અને રંજ ખેંચેલી તેઓને તે શું તદ્દન વીસરી જાય? ના, નહીં. જો તેના હૈયાત બેશીઓ પોતે સદ્દ-ગુણી નીવડી તે મરનારની મદદ પામવાને લાયક થાય, તો ફરવનદીન યષ્ટ પ્રમાણે તે ગુજ-રેલું બેશી તે વહાલાંઓ ઉપર પોતાની રેહેમ ભરી નજર ચાલુ રાખે છે, તેઓના હકમાં આશીશ અને દુઆ છે, અને તેઓની મદદ અને યારીએ આવવાને તયાર હોય છે. મરનાર શાહનશાહ નેપોલીઅન ત્રીજો, પોતાના વસીએતનામામાં પોતાના છોકરાને નસીએત દે છે કે "તેણે (છોકરાએ) યાદ રાખવું જોઇએ કે જેઓને આપણે ચાહીએ છીએ તેઓ આકા-શની ઉંચાઇએથી આપણુ ઉપર નેગાહ રાખે છે અને આપણું રક્ષણ કરે છે." એ મરનાર શેહેનશાહ એવું માનતો હતો કે તેના મરનાર કાકા પેહેલા બોનાપાર્ટનું રૂહ તેના કામો ઉપર નેગાહ રાખતું હતું અને તેને યારી દેતું હતું. પોતાના વસીઅતનામામાં તે આ વીધે લખે છે કે "મારા કાકાના રૂહે મને પ્રેમણા બુધ્ધી આપી છે અને મને યારો દીધી છે. જો મારો છોકરો પણ તેના નામને લાયકનો થાશે તો તેને પણ તે તેમ કરશે."

૭. મરનારોની ભલી દુઆ.

પણ યાદ રાખવું જોઇએ કે મરનાર જેવાં ભલાંઓની માયા મહેરબાની પામવા માગતાં હો, તેઓની ભલી દુઆઓ અને આશીશોની યારી અને મદદ મેળવવા માગતા હો તો તમો તે માટે લાયક થજો. તમારી ચાલ ચલગત ઉપર નેગાહ રાખજો. તમારી ચાલ ચલ-ગત ભલી અને પવીત્ર, પાકેશ, નીર્દોષ, નીષ્કલંક અને દોશરહિત રાખજો. મરનાર પ્રીન્સ ઇમપીરીઅલ નેપોલીઅન (ત્રીજા નેપોલીઅનનો બેટો) જે જેમ તને હીંમતવાન અને દલેર, તેમ મને પરેહજગાર અને સુધ્ધો નર નીવડવાની પોતાની જુવાન વયથીજ આશા આપતો હતો તેની પોતાની જોડેલી દુઆના આ અસરકારક શબ્દો છે કે "બખશ ઓ ખોદા? કે મારૂં અંતઃકરણ ખાતરજમાથી માને કે જેઓને હું ચાહું છું અને જેઓ ગુજરી ગયાં છે, તેઓ મારાં સઘળાં કામોને નીહાલશે. મારી જીંદગી તેઓની દેખદેખની લાયકની નીવડે અને મારાં ખરાં અંતઃકરણના વીચારો મને કદી શરમમાં નહીં નાખે."

એક ઉસ્તાદ સમાન ભલા અને ભણેલા મીત્ર[1] ઉપર તેવણની વાહાલી ભલી મોહરેદારના મરણ વેલા દીલાસા પત્ર લખતાં જવાબમાં તેવણે લખેલા નીચલી મતલબના શબ્દો ઘણા

(૧) શેઠ ખરશેદજી રૂસતમજી કામા.

નેક છે કે "કોઇ પણ લાલચ વેળાએ તેણીની પવીત્ર યાદ મને તે કામથી ચાલશે." એ થોડાક શબ્દો ભાવાર્થથી ભરપુર છે કે "જો તમો તમારા મરનાર ભલાં વાહાલાંઓને ખુશી કરવા માગતા હો અને તેઓના આશીશ પામવા માગતા હો, તો કોઇ પણ બુરા વીચાર, વચન અને કામોથી, એવો ખ્યાલ કરી, તુરત દુર રેહેજો કે તે બુરા વીચારો વચન યા કામો તે ભલાં મરનારને દુ:ખી કરશે."

આ સઘળી તપાસ ઉપરથી ત્યારે દીસે છે કે આપણા મરનાર વાહાલાંઓ માટે અત્યંત શોક અણઘટતો છે. તે મરનારો માટે ભલી પવીત્ર યાદ અલબત્તે જાળવી રાખવી જોઇએ. આપણા મરનાર વાહાલાંઓ, જેઓની સંગતમાં આપણે આપણી જીંદગીનો થોડો કે ઘણો ભાગ ગુજારેલો, જેઓએ આપણાં ભલાં માટે કાળજી રાખેલી, જેઓએ આપણા સારાં માટે રંજ અને મેહનત ખેંચેલી, તેઓને શું આપણે વીસરી જઇએ ? "ચાર ચશમ" ની કેહેવતને ખરી પાડી મોહોબત, મેહેર, અને મીત્રાચારી, પ્યાર, પ્રેમ અને પ્રીત, એ સઘળાને શું તેઓનાં મરણ બાદ આપણે વીસરી જઇએ ? તેઓએ પોતાની જીંદગીમાં આપણી ઉપર કરેલા આભારો—પછી તે આભારો તનની, ધનની, કે મનની મદદથી કીધા હોય—તેઓને વીસારી મેલી તેઓનું હેસાન માનવાને ભુલી જઇએ ! જે વાહાલાંઓએ પોતાના મરણની છેલ્લી ઘડી સુધી આપણાં ભલાં માટે કાળજી દેખાડેલી તેઓની ભલી યાદદારત ભુસી નાખીએ ? ના કદી નહી. તેઓની ભલી યાદદાસ્ત ધર્મ અને અકકલે ફરમાવેલા કાનુનો પ્રમાણે આપણે અલબતે તાજી રાખવી જોઇએ, પણ તેઓના મરણ માટે બેસી અત્યંત શોક કરવો નહી જોઇએ. પ્લુતાર્ક કહે છે તેમ "મરનાર માટેની આપણી મોહબતની નીશાનીઓ તેને માટે શોક કરવામાં સમાએલી નથી પણ તેની કીર્તીને માન આપવામાં સમાયલી છે. કારણ કે એક ભલા નેક મરનાર માટે શોકની કવીતાઓ છાજતી નથી પણ સ્તુતીની કવીતાઓ છાજતી છે. તેનાં મરણથી આપણને ગયલી ખોટની લાગણી આપણે શોક કરવા કરતાં ભલી માન ભરી યાદથી જાળવવી જોઇએ અને દેવતાઓને દલગીરીના આંસુઓને બદલે ખુશીનાં પેહેલાં પરીણામો ( first fruits ) અર્પણ કરવાં જોઇએ, કારણ કે મરનાર જેણે આપણ માણસો વચ્ચે રેહેવાનું બંધ કીધું છે તે હવે ઇશ્વરી રોશનીમાં ભાગ લેનારો થાય છે." ત્યારે પ્લુતાર્ક પ્રમાણે શોકને બદલે ભલી માનપુર્વક યાદથી મરનાર વાહાલાંઓનાં મરણની યાદ આપણે રાખવી જોઇએ.

પ્લુતાર્કે પોતાનાં એક વાહાલાં ફરજંદને મરણથી ખોહયું ત્યારે તે પોતાના શેહેરથી બાહેર હતો. ત્યાંથી તે બાબેની ખબર સાંભલતાં તેણે પોતાની ધણીઆણી ઉપર જે એક દીલાસાનો પત્ર લખ્યો હતો તેમાં તે એજ વીચારથી બાયડીને લખે છે કે 'આપણે બહુ શોક કરવાથી દુર રહેવું જોઇએ, પણ તેણીને વીસારી મેલવી નહી જોઇએ. તેણીની યાદદાસ્ત આપણે તાજી રાખવી જોઇએ. કારણ કે તેથી ગમને બદલે આપણને ખુશી વધારે પ્રાપ્ત થાશે."

